નિરંતર કન્યાશાળાઓમાં ખાસ ઉપયોગમાં લેવા લાયક છે.

परोपकाराय सतां विभूतय.

શ્રી

# વિનય બોધ ગહુંઆવળી.

## ભાગ ૧ લો.

બનાવનાર.

મુનિ મહારાજશ્રી વિનયચંદ્રજી.

બરવાળા સંપ્રદાયના.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બરવાળા જૈન મિત્ર મંડળ.

શા. મગનલાલ જીવણલાલ.

મો. સે. મુ૦ બરવાળા તા. ધંધુકા.

વીર. સંવત ૨૪૪૪ વીક્રમ સંવત ૧૯૭૪

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦

કીંમત રૂ. ૦-૨-૬ પોષ્ટ માફ.

# બીભીષણે રાવણને કહેલા અંતિમ શિક્ષા વચનો,

( સુંદર શામળીઆ એ રાગ )

સુણ રાવણ ભાઈ ? શીખામણ સુખદાઈ;
ધર અંતર માંઈ, કહું છું તુજ હિત લાઈ. સુણ૦ એ ટેક.
જનક સુતા સીતા શીદ લાવ્યો, કોણે અરે ? કુમાર્ગ બતાવ્યો
અનીતિ પંથ વિષે શીદ આવ્યો, વિષય પિસાચે સું લલચાવ્યો.
ફરી કેવળ કુટીલાઈ સુણ રાવણ ભાઈ ૧
સતી શિરોમણી છે તેહ નારી, દશરથ સુતને છે અતિ પ્યારી
શીયળ વ્રત નહી કદી તજનારી, પ્રાણ થકી વ્રત પ્રિય ગણનારી.
દેવ રહ્યા ગુણ ગાઈ. સુણ રાવણ ભાઈ ૨
અમૃતને તજી ઝેર પીયે છે, કનકને તજી કથીર લીયે છે
પરલોકથી ન જરાય બીયે છે. જાણી પાવકમાં પાય દીયે છે
આખર છે દુઃખદાઈ. સુણ રાવણ ભાઈ ૩
રામચંદ્રજી જો આ આવ્યા, લક્ષ્મણ ભ્રાત સાથે વળી લાવ્યા;
અટકેરો નહિ કદી અટકાવ્યા, પ્રબળ સૈન્ય સંઘાતે આવ્યા.
પાછા જશે ન હરાઈ. સુણ રાવણ ભાઈ ૪
બુદ્ધિ કેમ ફરી ગઇ તારી. સાર નથી કરવામાં ભારી;
રાજ્ય પ્રાણની થાશે ખુવારી, નર્ક ગતિની ઉઘાડી બારી.
અળગી કર અવળાઈ. સુણ રાવણ ભાઈ ૫
તંત તજી દે આ અતિ તારો, છેલ્લી શીખામણને ઉરધારો;
સીતા પાછી દે આ (છે) મત મારો. નહિતો આખરછે દુઃખ ભારો.
વદે વિનય મુનિ રાઈ. સુણ રાવણ ભાઈ ૬



આ પુસ્તક જૈન કન્યાશાળાઓમાં ખાસ ઉપયોગમાં લેવા લાયક છે.

परोपकारायसतांविभूतयं.

શ્રી

# વિનય બોધ ગરબાવળી.

## ભાગ ૧ લો.

બનાવનાર.


મુનિ મહારાજશ્રી વિનયચંદ્રજી.

બરવાળા સંપ્રદાયના.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

બરવાળા જૈન મિત્ર મંડળ.

શા. મગનલાલ જીવણલાલ.

ઓ. મે. મુ૦ બરવાળા તા. ધંધુકા.

વીર. સંવત ૨૪૪૪ વીક્રમ સંવત ૧૯૭૪

આવૃતિ ૧ લી. પ્રત ૧૦૦૦

કીંમત રૂ. ૦-૨-૬ પોષ્ટ માફ.

# પ્રસ્તાવના.

મુજ પ્રિય બંધુઓ? અને ધર્માનુરાગી શુશીલા બહેનો!?? આ અનાદિ અનંત એવા સંસાર રૂપ મહાસાગરમાં આપણે અનંતકાળ થયા ભટકીયે છેયે. અને નાના પ્રકારના ભિન્ન ભિન્ન દેહો ધારણ કરી જન્મ જરા મરણ તથા આધિવ્યાધિ અને ઉપાધિ રૂપ ત્રિવિધ તાપના અસહ્ય સંકટો સહન કરીયે છીયે એમ પુન: પુન: ભવ ભ્રમણમાં ભટકતા પૂર્વ વિહિત મહાપુન્યના ઉદયે. ઉત્તમ એવો આ મનુષ્ય જન્મ પ્રાપ્ત થયો છે. છતા પણ કામ ક્રોધ મોહ મદ આદિ શત્રુઓએ ઘેરાઈ જવાથી મોહ માયામાંજ આ મનુષ્ય જીવન વ્યર્થ ગુમાય છે. તે આ આત્માની કેવળ અજ્ઞાનતા મોહ મુગ્ધતાજ છે.

આ પ્રકારની આત્માની અજ્ઞાન દશા દૂર થવા માટે આ મોહ મુગ્ધ પ્રાણીને બોધ થવા માટે સર્વદા મહાજનોએ વિવિધ જ્ઞાનોપદેશના સન્માર્ગો બતાવેલા છે. પૂર્વના ગુણ નિધાન રૂપી મુનિઓએ પણ પોતાની બુદ્ધિ અનુસાર ગદ્યપધમાં વિવિધ ઉપદેશી પ્રબંધો લખી આ આપણા મોહમુગ્ધ જીવન ઉપર કદિ ભુલી ન શકાય એવો મહા ઉપકાર કરેલોછે.

આ "વિનય બોધ ગરબાવળી"માં પણ ભિન્ન ભિન્ન રાગમાં વિવિધ ઉપદેશી ગરબીઓ લખેલી છે આ પુસ્તક ગુણાનુરાગી મુનિશ્રી વિનય ચંદ્રજીએ પોતાની સ્વ મતિ અનુસાર લખી તૈયાર કર્યું છે. તો ભવ્ય જીવો વાંચી તેનો લાભ લેશે.

આ વિનય બોધ ગરબાવળી નામક પુસ્તક પ્રાયે કરીને સ્રી વર્ગને અને બાલીકા વર્ગને વિશેશ ઉપયોગમાં લેવા

લાયક છે. તેમાં પણ ઉપરોક્ત બુકમાં દરેક પૃષ્ઠને મથાળે ઉપદેશી એકેક દોહરો આપેલ છે તે દરેક દોહરાના સંગ્રહને સ્ત્રી સુબોધ શિક્ષિકાના નામથી ઓળખાવેલ છે, આ દરેક પૃષ્ઠને મથાળે લખેલા દોહરાઓનો ખાસ કરીને દરેક સ્ત્રીઓને વાંચવા વિચારવા તથા મનન કરવા યોગ્યજ છે.

મુનિશ્રી વિનય ચંદ્રજી મહારાજે આ ગરબાવળીમાં ગરબીઓ ઘણી સરલ ભાષામાં અને સર્વને બોધ થાય તેવી શૈલીથી લખેલ છે. જો કે આ ગરબીઓ પ્રાયે કરીને ઘણી ખરીતો વિનય વિનોદ ૧. ૨. ભાગમાં આવી ગઈ છે તેમાં બીજી પણ કેટલીક લોકોપયોગી નવી બનાવી સર્વને એકત્ર કરી ગરબાવળી નામે ઉપસ્થિત કરેલ છે. માટે તેનો બહોળો ફેલાવો થવાના હેતુથી જૈન કન્યા શાળાઓમાં ઈનામ તરીકે વેંચવા માટે સામટી લેનારને ઘણા સસ્તા દરે આપવા મુકરર કરેલ છે.

આ પુસ્તકમાં કોઇ સ્થળે દ્રષ્ટિ દોષથી કે સરત ચુકથી ભુલચુક રહી ગઇ હોય તો વિવેકી સજજનો સુધારી વાંચવા કૃપા કરશે અને સારગ્રહણ કરી યથાશક્તિ લાભ લેશે તો કર્તાનો પ્રયાસ કંઇક અંશે સફળ થયો ગણાશે.

નારાચ છંદ.

જણાય ચુકજો કદા સુધારી વાંચજો મુદા;
જે અર્જ મુજ એ સદા, ધરો હ્રદે સુકોવિદા ? ૧
મરાલ જેમ દુધ પાણીને કરી જુદા સદા;
પીયેજ દુધ પાણીને ન વાપરે ખરે કદા. ૨

છે સજ્જનો સદૈવ એહવાજ આ જગતમાં;
સુસારને ગ્રહેજ એંચશે મતિન તંતમાં. ૩

તો સદ્‌વિવેકી સજ્જનો તો સાર ગ્રહણ કરી સદા લાભ લેનારજ હોય છે, અને દુર્જનો તો સદા વિઘ્ન સંતોષી દુર્ગુણ ગ્રાહી અને દરેકમાંથી દોષ જોનારજ હોય છે.

દત્યલમત્યાહુના સુગ્રેષુ.

| | |
|---|---|
| | લી. સ્નેહાધીન. |
| સંવત ૧૯૭૪ના કાર્તીક શુદિ ૧ ને વાર ગુરૂ | શા. હીમતલાલ વ્રજવલ્લભદાસ |
| | અમદાવાદ. |

---





## લખેલા અને લખાતા હવે પછી છપાવાના મુનિશ્રી વિનય ચંદ્રજી વિરચિત પુસ્તકો.

૧ કામ લક્ષ્મી કથા—મુળ સંસ્કૃત તથા સુબોધક રસીક ભાષાંતર સહીત છે લખાણ સર્વ તૈયાર છે.

૨ વિનય સુબોધ વાટિકા—સંસ્કૃત શ્લોકો તૈયાર છે. અર્થ ભાવાર્થ વિવેચન દ્રષ્ટાંતો સહિત મોટા અને વાંચવા લાયક ગ્રંથ થશે.

૩ વિવિધ સુબોધ અષ્ટકો—મુળ સંસ્કૃત અર્થ ભાવાર્થ વિવેચન તથા દ્રષ્ટાંતો સહિત થશે.

૪ પ્રબોધ પંચાસિકા—ગુજરાતીમાં ઘણો ઉપદેશી ગ્રંથ થશે કવિતાઓ તથા કથા દ્રષ્ટાંતોથી વાંચવા લાયક સુરમ્ય થશે.

૫ સુબોધ કથા ષટ્ક—આ પુસ્તકની અંદર વાંચવા લાયક સુબોધક છ કથાઓ આવશે.

૬ વિનય વિનોદ ભાગ ૩ જો—આ પુસ્તકની અંદર પણ ૧–૨ જા ભાગની પેઠે વિવિધ વિષયો આવશે પુસ્તક સુંદર સુબોધક અને વાંચવા લાયક થશે. દરેક પુસ્તકની કીંમત કાગળ છપામણી તથા બંધામણીના પ્રમાણમાં રાખેલે લગભગ પડતર કીંમતે સર્વને આપવામાં આવશે.



# અનુક્રમણીકા.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૮ | પ્રદીક | પ્રભવાદીક |
| ૪ | ૧૭ | આવે | આદે |
| ૪ | ૧૭ | કુમાર | કુમારને રે |
| ૫ | ૨૨ | હીએ | લીએ |
| ૮ | ૧૯ | મળીયુ | ચળીયું |
| ૯ | ૫ | વન | વનવાસમાં |
| ૧૬ | ૧૯ | સહુજ | સહુને |
| ૨૨ | ૨ | વિહાહ | વિવાહ |
| ૨૬ | ૬ | ભ્રાત | ભ્રાતા |
| ૨૭ | ૧૩ | ધ્યાને મુનિવૃત | ધ્યાને મુનિવર |
| ૨૮ | ૨૦ | પદદેશી | પરદેશી |
| ૩૧ | ૨૦ | અમારાપુર | અમરાપુર |
| ૩૯ | ૧૬ | સતી | રીતિ |
| ૩૯ | ૧૮ | રાજુલમા | રાજીલના |
| ૪૦ આપૃષ્ઠની ગરબીમા ટેકની દરેક કડીને છેડે "રે" રહેલો છે તે બોલવો નહિ ભુલથી છપાઈ ગયો છે | | | |
| ૪૨ | ૨૦ | ભલી | ભણી |
| ૪૪ | ૧૪ | ભાઇ | ભાવે |
| ૪૫ | ૭ | દાય | સહાય |
| ૪૫ | ૧૪ જીરે અક્ષર સંસાર સારમા જીરે અથીર સંસાર અસારમા | | |

બહેનો ! સહુ આ સાંભળો, (૧) શીખામણ સુખકાર;
ધ્યાન દઈ અંતર ધરો, સફળ થવા અવતાર. ૧

મુનિશ્રી વિનયચંદ્રજી વિરચિત

# વિનય બોધ ગરબાવળી.

## ભાગ ૧ પેહેલો.

### (૧) ગુરૂ સ્તુતીની ગરબી—મંગળાચરણ.

( આવોને નંદલાલ રમવા આવોને રે—એ રાગ. )

સદ્‌ગુણ ના ભંડાર, આનંદી ગુરૂ મારા;
સીવ સુખ ના દેનાર, આનંદી ગુરૂ મારા. એ ટેક.
ભલે ભાગે ગુરૂરાજ પધાર્યા,
વીનય વિવેક વિચાર વધાર્યા;
આવી શ્રાવક ને સુધાર્યા. આનંદી૦ ૧
પંચ મહાવ્રત ના ધરનારા,
સહુ જીવને સુખ ના કરનારા;
તારી અવર ને તુમ તરનારા. આનંદી૦ ૨
અવગુણ મેલ મીટાવણ હારા,
સદગુણ ને જ શીખાવણ હારા;

આ ગરબી ગુરૂ મહારાજના શુભ આગમન વખતે પણ ગાઈ શકાય છે. પણ તેમાં "આનંદી ગુરૂ મારા" એ વાક્યને બદલે "આનંદી ગુરૂ આવ્યા" એમ કહેવું.

પાપ તણા ઉદયે મળે (૨) નારીનો અવતાર.
સકળ લોક એમજ વદે, શાસ્ત્ર તણો અધિકાર.

---

શુદ્ધ આચાર વિચારા. આનંદી૦ ૩
મોહ માયા મમતાને મટાડે,
જ્ઞાન દઈ અજ્ઞાન ઘટાડે;
અવિચળ સુખ ચખાડે. આનંદી૦ ૪
પંથ તમામ તજાવીને અવળા,
દેખાડે પુણ્યના પંથ સૌ સવળા;
વરવા ને કેવળ કમળા. આનંદી૦ ૫
કોટી ઉપાય કરો કદી કોઇ,
દેશ પરદેશ ફરો વળી જોઈ;
ગુરૂ વીના જ્ઞાન ન હોઈ. આનંદી૦ ૬
સદ્દગુરૂ શરણ વીના નહી હોઇ,
સાચુ સંસારમાં સગપણ કોઇ;
વાંદુ જોડી કર દોય. આનંદી૦ ૭
ગુણવંતા ગંભીર ને ધીર,
સમતા માંહી છે સદા સુરવીર;
વાણી મીઠી જેવી ખીર. આનંદી૦ ૮
ચાલો સૌ આજ રંગે ઉમંગે,
સણગાર સદગુણના સજી અંગે;
વાંદશુ ગુરૂ ઉછરંગે. આનંદી૦ ૯
ગુણવંત ગુરૂના ગુણ ગાય,
તેહના પાતક દુર પુલાય;
વદે વિનયમુનિ રાય. આનંદી૦ ૧૦

પણ જો ચાલે સત્યથી, (૩) સજી સદ્ગુણ શણગાર;
સતી પણે પૂજાય છે, દેવી રૂપ અવતાર.

## (૨) મહા વૈરાગી શ્રી જંબુ સ્વામીની ગરબી.

ઝીણી આલે ઝબુકે વીજળીરે—એ રાગ.

બોધ સુણી સુધર્મા સ્વામીનોરે,
જંબુ માગે રજા કહે માય;
કુંવરજી કેમ કરી સહેસો જોગનેરે. એ ટેક.
સંજમ સહેલુ છે નહી કુંવરારે,
કંચન કાયા જસે કરમાય. કુંવરજી ૧
પંચ મહાવ્રત છે મેરૂ તુલ્યનારે,
જાણજે ખાંડા કેરી ખરે ધાર. કુંવરજી ૨
બાવીસ પરીસા છે અતી આકરારે,
ખમસો કેમ કરી ને કુમાર. કુંવરજી ૩
ચળકતા શ્યામ વર્ણ ના કેસનેરે,
ચુંટવા ભાજી બકાલાની જેમ. કુંવરજી ૪
થાશે પાછળથી તુને ઓરતોરે,
કીધો મેઘ કુમારે જેમ. કુંવરજી ૫
ત્યાં નથી ગાદી ને ગાલ મસુરીયારે,
નથી કાંઈ હેમ હીંડોલા ખાટ. કુંવરજી ૬
માનો કુંવર કેણ આ માયરૂંરે,
ઘડાસે પછી ત્યાં અવળા ઘાટ. કુંવરજી ૭
ઘર ઘર ભીક્ષા માગવી દોહલીરે,
લાહીલી સરમ તજવી ત્યાંય. કુંવરજી ૮
બાળ મુનિ કહે નહી હું બીકાળીયારે,

થઇસ હું સાડુલો સીંહ ત્યાં માય. કુંવરજી ૯
આઠે અપછરા આવી કહેરે,
અમને કેમ તજો પ્રાણનાથ. કુંવરજી ૧૦
કુંવર કહે જો હોય ઘણી પ્રીતડીરે,
તો તમે ચાલો અમારી સાથ. કુંવરજી ૧૧
બુઝવ્યા માત પીતા સાસુ સસરારે,
તેમજ બુઝવી આઠે નાર. કુંવરજી ૧૨
બુઝવ્યા પ્રહીક સહુ ચોરનેરે,
લીધો પ્રભાતે સંજમ ભાર. કુંવરજી ૧૩
દીક્ષા લઇને કર્મ ખપાવીયારે,
પહોંચ્યા શીવપુર પાટણ માય. કુંવરજી ૧૪
ભાવ ધરી ભાવાપુર બંદરરે,
મુનિ વિનયચંદ ગુણ ગાય. કુંવરજી ૧૫



## (૩) મહા વૈરાગી એવંતા કુમારની ગરબી.

રાગ ઉપરનો.

પોલાસપુર મહા વીરજી પધાર્યારે,
ગૌતમ આવે લઇ અણગાર;વૈરાગી વંદુ એવંતા કુમાર
અનુમતિ લઇ બેલાને પારણેરે,
ગૌતમ રૂપી નગરમાં જાય. વૈરાગી૦ ૧
ફરતા દીઠા લઘુ કુમારનેરે,
જેની આઠ વરસની કાય. વૈરાગી૦ ૨

કટુ વચન કો કદિ કહે, (૫) કરે ન ક્રોધ લગાર;
સમતા રાખે સર્વમાં, ઉત્તમ ધારી વિચાર.

કાયા કંચન વરણી ઓપતીરે,
દેખી બાળક મન હરખાય. વૈરાગી૦ ૩
એ કરજોડી પુછે મુની રાયનેરે,
પુરમાં સા કારણ ફરાય. વૈરાગી૦ ૪
મધ્યાન કાળમાં સીર વળી ટાલ છેરે,
નથી દાઝતા આપના પાય ? વૈરાગી૦ ૫
સાંભળી બાળના બોલ રળીઆમણારે,
ઉપનો આણંદ ઉર અપારરે, વૈરાગી૦ ૬
ભીક્ષા કારણ બતાવ્યુ રૂષિએરે,
બાળ કહે આવો અમારે દ્વાર. વૈરાગી૦ ૭
આપને જોસે તેવું વહોરાવશુંરે,
એમ કહી નીજ ઘેર લઇ જાય. વૈરાગી૦ ૮
સુરતરૂ ફળ્યો અમારે આંગણુંરે,
માતા વોરાવે ઉમંગ લાય. વૈરાગી૦ ૯
મુનિવર આહાર વોરીને પધારીયારે,
બાળ પુછે કિહાં તમારો વાસ. વૈરાગી૦ ૧૦
વીર પ્રભુ પાસે અમારો વાસ છેરે,
ચાલ્યા સાથે આણી ને હુલ્લાસ. વૈરાગી૦ ૧૧
કુંવર કહે ઝોલી દીયો હાથમાંરે,
સુકુમાર સરીરે ભાર ન લેવાય. વૈરાગી૦ ૧૨
ગૌતમ મુની કહે સુણ બાળુડારે,
દીક્ષા દીએ તેને દેવાય. વૈરાગી૦ ૧૩
દીક્ષા લઇશ ભાર દીઓ હાથમાંરે,

કલેસ કુસંપ કરે નહિ, (૬) વચન વદે હિતકાર;
તે નારિનો ધન્ય છે, આ જગામાં અવતાર.

આજ્ઞા કેની માયે મેલ્યા સાથ. વૈરાગી૦ ૧૪
જીનવર વાંદી રજા લૈ માતની રે,
સંજન લીધોજી મનને હુલ્લાસ. વૈરાગી૦ ૧૫
થિવર સાથે થંડીલે પધારીયા રે;
બાળ મુની કીડા કરે નદીમાંય. વૈરાગી૦ ૧૬
મુકી નીરમાં તરતી પાતરી રે,
જોઈ રમત રાજી થાય. વૈરાગી૦ ૧૭
થિવરે આવી બાલ સમજાવ્યો રે,
આપણો નહી એવો વહેવાર. વૈરાગી૦ ૧૮
હીંસા કરવાથી છ કાયનીરે,
હોયે નર્ક તણો અવતાર. વૈરાગી૦ ૧૯
થિવર પુછે એના ભવ કેટલા રે,
વીર કહે છેલી છે એની કાય. વૈરાગી૦ ૨૦
પાપની માફી લઇ ગુરૂ સાખથી રે,
જ્ઞાન લઇ સીવપુર પાટણ જાય. વૈરાગી૦ ૨૧
ધન્ય ધન્ય બાળ મુનિ એવંતને રે,
જેણે સફળ કર્યો અવતાર. વૈરાગી૦ ૨૨
બે કર જોડીને વિનયચંદજી રે,
કરે છે વંદણા વારંવાર. વૈરાગી૦ ૨૩



સપી ચારે સર્વમાં, (૭) હળી મળી હંમેશ
ધરે નમનતા હૃદયમાં, ભજે સદા પરમેશ.

## (૪) મરૂદેવી માતાની ગરબી.

ડોલરીયો ફુલજી રે લોલ—એ રાગ.

ઋષભજી ઉતર્યા બાગમાં રે લોલ,
કેવળ લઇ અયોધ્યામાંય-ભરતરાય ભાવથી રે લોલ.
એહ સુણી વધામણી રે લોલ,
મુગટ વરજી દાન દેવાય. ભરત૦ ૧
હુકમ કર્યો પ્રધાનને રે લોલ,
સેના લઈ દરસન કરવા જાય. ભરત૦
સહસ વરસથી ઝુરતાં રે લોલ,
જોડ લીધાં મરૂદેવી માય. ભરત૦ ૨
હસ્તી હોદે બેસારીયાં રે લોલ,
હરખે હાતી અતિ ઉરમાંય. ભરત૦
ત્રીગડાગઢની રચના રે લોલ,
આંગળી કરી દેખાડે રાય. ભરત૦ ૩
તારા પુત્રની સાહેબી રે લોલ,
ન મળે ત્રણ જગતની માંય ભરત૦
માત વીચારે ચીતમાં રે લોલ,
મેંતો જાણ્યું ઋષભ દુઃખી થાય. ભરત૦ ૪
ત્રણ ભુવનનો ઉપરી રે લોલ,
.તો કેમ ડોસીની સાર લેવાય? ભરત૦
હું રે કેની એ કેહનો રે લોલ?
જગ સહુ સ્વારથીઓ કહેવાય, ભરત૦ ૫

અનિત્ય ભાવના ભાવતાં રે લોલ,
હસ્તી હોદ્દે માતા સિવ જાય. ભરત૭
ભાવ વડો સંસારમાં રે લોલ,
ભાવે વિનયચંદ ગુણ ગાય. ભરત૦ ૬



## (૫) શ્રી પાર્શ્વ પ્રભુના પરિષા વિષે.

ત્રીસલા ઉર મહાવિર જનમ્યારે—એ રાગ.

વામા દેવીના નંદન રે, સંજમ લઈ વનમાં જાવે;
તપ જપ કીયા કરી ધારીરે, પારસ પ્રભુજી તન તાવે. ૧
તીણ અવસર અમર કમઠોરે, અવધરકે અરીહંત ભાળે;
પર ભવનું વેર સંભારીરે, ક્રોધ કરી ત્યાંથી ચાલે. ૨
ઉભા છે કાઉસગ ધ્યાને રે, અદ્‌ભુત રૂપ કરી બીવરાવે;
કૈલાશીસમ પ્રભુ જાણી રે, સીત પરિસહ ઉપજાવે. ૩
સુર ત્યાંથી વેગે સધાવીરે મેઘ માળી તેડી લાવે;
વળી કઠણ પરિસહ દેવારે, વાને પણ સાથે લાવે. ૪
વીજળી ઝબકારા કરતી રે, ત્રમઝટ જળ તે વરસાવે;
જંગલના ઝાડ પહાડા રે, થર થર તેને કંપાવે ૫
પણ ત્રેવીસમા જીન રાયારે, અચળ પણે રહી ધ્યાન ધરે.
કદી ગંભીર ગુણ ભરેલારે, હસ્તિ ડરે નહિ કદી સો કુતરે ૬
નાસાસમ નીર ભરાણા રે, ધરણીધર આસન મળીયું;
પદમાવતી સાથે દેવી રે, આવી પ્રભુજીનું દુઃખ હર્યું. ૭
સિક્ષા સુરને ત્યાં આપી રે, ધરણીધર નિજ ઘર જાવે;
પ્રભુ પારસ કેવળ પામી રે, વિનય વડે શિવપદ પાવે. ૮

ગુણ ગાવે ગુણીજન તણા,( ૯ ) તજે અંતર અભિમાન;
સંગત કરે સુનારીની, ન કરે સંગ નાદાન.

## (૬) સતી સીતાજીની ગરબી.

ન કલંગે જઇને વાલમ ભલે આવ્યા—એ રાગ.

વીસમા શ્રી મુનિ સુવ્રત વારે, થયા રામચંદ્ર અવતારીરે;
સતી સીતા સીરોમણી—એ ટેક.

બાર વરસ વન વેઠયા;
પછી અયોધ્યામાં પેઠારે. સતી સીતા૦ ૧
રોજ રાત્રે પ્રભુ પુરમાં પધારે:
સાંભળવા લોકની વાણીરે. સતી સીતા૦
એમ ફરતા આવ્યા ધોબી અવાસે;
ધોબી નિજ નારને ત્રાસેરે. સતી સીતા૦ ૨
આવડી મોટી રાત કયાં તું રોકાણી?
સ્વેચ્છાચારી તું જણાણીરે. સતી સીતા૦
એકવીસ રાત વેરી ઘરમાં રોકાણી;
તોય રાખે રામડો રાણીરે. સતી સીતા૦ ૩
ક્રોધ કરી કહે મારીજ નાખું;
પણ હવે ઘરમાં ન રાખુંરે. સતી સીતા૦
વચન સુણી રામ મંદીર આવે;
ફરી વનવાસ દેવરાવે રે. સતી સીતા૦ ૪
સાંભળી જનક બાળા હૈડે વિચારે;
વાંકવિના નાથ કેમ મારે. સતી સીતા૦
લોક મળી સહુ અરજ ફરમાવે.
સીતાજી વન કેમ જાવેરે? સતી સીતા૦ ૫

જોઈ તપાસીને સદા, (૧૦) કરે ઘરના કામઃ
ઉઘાડા મેલે નહિ, વિવિધ વસ્તુના ઠામ.

વચન સુણી રામ ન્યાય બતાવે;
સત્ય બહાર પાડી ઘેર આવેરે. સતી સીતા૦
વાત સુણી સીતા આવે દરવાજે,
લોક બોલે વિવિધ અવાજેરે. સતી સીતા૦ ૬
દુષ્ટ ધોબીડા વદે એવાં વાચા;
પડે અગ્નીમાં તો સાચા રે. સતી સીતા૦
ખાઇ ખોદી નાંખે ખેરના અંગારા,
માત વામ છે જેની જ્વાળારે. સતી સીતા૦ ૭
પંચ પરમેષ્ટીનું ધ્યાન ધરીને;
પડે તે હીંમત ધરીને રે. સતી સીતા૦
સિયળ પ્રભાવે થયું ત્યાં પાણી,
બેઠા પદ્માસન વાળી રે. સતી સીતા૦ ૮
રામચંદ્રજી ત્યાં શીશ નમાવે,
ટેક સહુ મોતીયે વધાવે રે. સતી સીતા૦
મોટા મહોત્સવથી ગામમાં લાવે;
વિનયચંદ ગુણ ગાવે રે. સતી સીતા૦ ૯



## (૭) મુની મહારાજ પધારતા શ્રાવક શ્રાવીકાના ઉલ્લાસ.

બાવાજીની વાડી અબ જોતારે—એ રાગ.

સુણો એક વધામણી સારીરે,
તેતો સરવને છે હીતકારીરે;
બોધ આપસે ગુરૂ પધારી,

વગર વિચાર્યું ના વદે, (૧૧) કદીયે મુખથી વેણ;
રસ્તે ચાલે જોઇને, નીચા રાખી નેણ.

ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૧
જેની વાણી અતી ગુણ વાળીરે,
ચાલો જીવ જોઇને સંભાળીરે;
આજ આપણે દીન દીવાળી,
ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૨
ગુરૂ વાંદતા છે ફળ કેવાંરે,
સુખ સમાધી પામીએ એવાંરે;
વળી પરભવ મુક્તિના મેવા,
ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૩
શુભ ભાગ્યથી આંહી પધારેરે,
આવી શ્રાવકનેરે સુધારેરે;
દોષ દુરે કરી ગુણ ધારે,
ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૪
કરી વિનય ગુરૂ સેવા સાધીરે,
નવકાર મંત્રને આરાધીરે;
પોતે પામે પમાડે સમાધી,
ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૫
સાધુ વાંદતા રેવતી બાઇરે,
પ્રેમે ધરી વાંધા ચિત લાઇરે;
બાંધ્યુ ગોત્ર તિર્થંકર ભાઇ,
ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૬
ગુરૂ વાંદતાં લીજીએ સાતારે,
બાંધે પરભવના સુભ ભાતારે;

પામે વળી આ ભવ પુરણ તા તા,
ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૭
સતી ચંદન બાળા કુમારીરે,
વાંદ્યા વીર પ્રભુ ચિત્ત ધારીરે;
મોક્ષ ગયાં કર્મ રિપુને મારી,
ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૮
વ્રત ધારી અને ગુણકારીરે,
રૂડાં પંચ મહા વ્રત ધારીરે;
જેની વાણી અતી સુખકારી,
ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૯
જેના દર્શન ચાહે ભુપાળો રે,
પર નિંદાની ટેવને ટાળોરે;
ગુરૂ વાંદી આતમ અજવાળો,
ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૧૦
જે મોહ મિથ્યાત્વને ત્યાગેરે,
જેના દેસમાં ડંકા વાગેરે,
વળી અન્યની ભ્રમણાઓ ભાંગે,
ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૧૧
મહા પાતકી રાય પરદેસીરે,
પણ આવી મળ્યા ગુરૂ કેસીરે;
તેથી ટળી ગઈ ફરવી ચોરાસી,
ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૧૨
માટે વાંદવા સરવે ચાલોરે,

ક્રોધી માની લોભીને, (૧૩) કપટી કુલટા નાર;
એવિ કુનારીનો કહી, સગ ન કરે લગાર.

સત્ય મારગ ને તમે ઝાલોરે;
તો તો શિવ તણાં સુખ માલો,
ચાલો જઇએ વાંદવાને ઉમ ગેરે. ૧૩
જેને સત્સંગ નહીજ કરાણોરે,
પિંડ પાપથી તેનો ભરાણોરે;
તેતો જમનો થઇ જાસે પરોણો,
ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૧૪
નીચ ગોત્રને તે કાપી નાખેરે,
વળી આજ્ઞા સહુ શીર રાખેરં;
એમ ત્રીસલાના નંદન ભાંખેરે,
ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૧૫
શ્રી ઉમેદચંદજી સ્વામીરે,
તસ્ય શિશ વદે શિર નામીરે,
મુનિ વિનયચ્ચંદ સુખ કામી,
ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૧૬



## (૮) ખાંતે કરી ખમો અને ખમાવો?

નારાચ છંદ.

હે વિવેકી સુજ્ઞ બેની વાત આ વીચારજો,
વિચારીને વિવેકથી સુવાક્યને ઉચ્ચારજો. ૧

થઇ કર ન કામની, (૧૪) દોળી મળી બે ચાર;
,ળી સળગાવે સદા, તે કુલટા નિરધાર.

મનુષ્ય જન્મ છે અમુલ્ય રત્ન તુલ્ય ધારજો,
આ અમુલ્ય સમયને ન ખોટમાં ઉતારજો. ૨
વેરી વિષય વિષના વિકારને વીદારજો,
ભવ સમુદ્રમાં ડુબેલ આત્મને ઉદ્ધારજો. ૩
કામ ક્રોધ મોહ લોભ મદનમદ નિવારજો,
ઠરેલ સત સંગતિ ઉમંગથી વધારજો. ૪
ખમત ખામણા સુખંતથી ખરે ખમાવજો,
વૈર ને વિરોધ જન્મ જન્મના સમાવજો. ૫
પામી આ અપૂર્વ પર્વ ગર્વ સર્વ વારજો,
વધારજો વિવેક મેલ મનનો મટાડજો. ૬
રોષ દોષ સહુ ઉદાર દિલથી દબાવજો,
વિનયમુનિ વિનયથી સુભાવનાને ભાવજો. ૭



## (૯) સમજુ બહેનોને હિત શિખામણ.

ત્રીસલા ઉર મહાવીર જન્મધારે,ચૈતર તેરસ અજવાળી—એ રાગ.

કહુ એક શીખામણ સારી રાજ, સાંભળજો બેની ભાવે—એ ટેક
તે તમને છે હીત કારી રાજ. સાંભળજો૦ ૧
મોંઘો માનવ ભવ પામી રાજ. સાંભળજો૦ ૨
ભજજો શ્રી અંતરજામી રાજ. સાંભળજો૦ ૩
સદ્ગુરૂનો સંગજ કરજો રાજ. સાંભળજો૦ ૪
સુવચન તેનાં ચીત્ત ધરજો રાજ. સાંભળજો૦ ૫
હરિજન સંગત પરિ હરજો રાજ. સાંભળજો૦ ૬

પતિને સંતાપે અતિ, (૬૫) મતિ હીણુ જે નાર,
સેવામાં સમજે નહિ, સહુ પર રાખે ખાર.

પાળો ભાવે વ્રત રૂડાં રાજ. સાંભળજો૦ ૭
કદી કામ ન કરજો કુડાં રાજ. સાંભળજો૦ ૮
ભણી ભણતરને ભલી ભાને રાજ સાંભળજો૦ ૯
સારાં થાજો સહુ વાતે રાજ. સાંભળજો૦ ૧૦
પહેરો શિયળની સાડી રાજ. સાંભળજો૦ ૧૧
વરજો દુરગુણની ખાડી રાજ. સાંભળજો૦ ૧૨
વસજો સહુ સંપી સાથે રાજ. સાંભળજો૦ ૧૩
નાહી આળ દીઓ કોઈ માંથે રાજ. સાંભળજો૦ ૧૪
સદ્દગુરૂની શીક્ષા માનો રાજ. સાંભળજો૦ ૧૫
પર હરજો સહુ તોફાનો રાજ. સાંભળજો૦ ૧૬
કરીને સહુ સારા કામો રાજ. સાંભળજો૦ ૧૭
મુનિવિનયસદા સુખ પામો રાજ–સાંભળજો બેની ભાવે ૧૮



## (૧૦) પર્યુષણમાં ગાવાની ગરબી.

કાંડે કાંડે કાંકણીયાળી ચુડીરે, લાલ પાસે લાડકી દીસે રૂડીરે.
એ રાગ.

આવો બેની આનંદ મંગળ આજે રે,
પજુષણ પરવ રૂડાં ગાજે રે. આવો૦ ૧
મેલો મેલો મોહ મમતને માયા રે,
ચાલો બેની નિર્મળ કરીયે કાયા રે. આવો૦ ૨
સાંભળજો વીર વચન સહુ ભાવે રે,
શુભ પંથ ગુરૂ ગુણિયલ બતાવે રે. આવો૦ ૩

સારવાર સંતાનની, (૧૬) કરે નહિ લવલેશ;
નહિ સુઘડતાઇ જરી, જેવો કુચડ વેશ.

પાળો બેની વ્રત રૂડાં શુભ ભાવે રે,
આવો રૂડો અવસર ફરી ન આવે રે. આવો૦ ૪
પજુષણ પુરણ ભાગ્યથી આવ્યાં રે,
તે તો ખરે ભાવિકને મન ભાવ્યાં રે. આવો૦ ૫
વેર ઝેર કલેશ કુસંપને ટાળો રે,
ભલે ભાવે આતમને અજવાળો રે. આવો૦ ૬
દીઓ દીઓ દાન મુકી અભિમાન રે.
તજો સહુ અંતરનાં તોફાન રે, આવો૦ ૭
ટાળો બેની પર નિંદા પરમાદ રે,
સાર લઈ અસાર ને કરો બાહરે. આવો૦ ૮
ધન્ય ધન્ય તેહ તણો અવતાર રે,
સેવે રૂડાં પજુષણ સુખકાર રે. આવો૦ ૯
કર્યો જેણે સફળ આ અવતાર રે,
વદે મુનિ વિનયચંદ હીતકાર રે. આવો૦ ૧૦



## (૧૧) ગુરૂ પધારતા ગાવાની ગરબી.

ગરવા ગણપતીને લાગુ પાયરે—એ રાગ.

બેની આજ આનંદ અમારે રે,
ગુણવંત ગુરૂજી પધારે રે;
આવી શ્રાવક સહુજ સુધારે રે,
તરી આપ અવરને તારે રે. ૧
ક્રોધ માન માયાને નિવારે રે,

વળી વિનય વિવેક વધારે રે;
રૂડા પંચ મહા વ્રત ધારે રે,
ભવ સાગરથી તે ઉતારે રે. ૨

મહા ભાગ્યથી અહીં પધારે રે,
દોષ દુર કરી ગુણ ધારે રે;
આધી વ્યાધી ઉપાધી વિદારે રે,
ફળીયાં ભાગ્ય આ પંચમ આરે રે. ૩

જેને સદ્‌ગુરૂ દર્શન મળીયાં રે,
તેના ભાગ્ય સંપૂરણ ફળીયાં રે;
ગળી જાય કુકર્મના ગાળીયાં રે,
સુખ એજ જગતમાં રળીયાં રે. ૪

મળ્યો માનવ ભવ આ રૂપાળો રે,
શુભ મારગને તમે ઝાલો રે;
પર નિંદાની ટેવને ટાળો રે,
ગુરૂ વાંદી આતમ અજવાળો રે. ૫

બેની ચાલો સહુ રંગે ઉમંગે રે,
ગુરૂ વાંદીએ મહા ઉછરંગે રે;
સદ્‌ગુરૂ સદા સુખકારી રે,
વાંદે વિનયમુનિ હર્ષ ધારી રે. ૬



## (૧૨) સદ્‌ગુણી સ્ત્રીઓને સંસ્મરણિય સદ્‌બોધ.

રાય ગોરી હું રે ને હિંદવાણી ગરાસીયા રાજીયાં રે લોલ–
એ રાગ.

સહીયર સ્નેહ ધરી સુખકારી,
શિખામણ સાંભળોરે લોલ.
સહીયર ભાવે ભજો ભગવંત,
તજી મન આમળોરે લોલ. ૧
સહીયર માનવનો અવતાર,
મળ્યો સુભ ભાગ્યથીરે લોલ.
સહીયર સફળ કરો અવતાર,
ધરમ અનુરાગથીરે લોલ; ૨
સહીયર અવસર આ વહી જાય,
વૃથા અજ્ઞાનમાંરે લોલ;
સહીયર સુઝે નહિ આપ હિત,
અરે અભીમાનમાંરે લોલ. ૩
સહીયર સમજાવે ધરી સ્નેહ,
તે સદગુરૂ સાનમાંરે લોલ;
સહીયર મેળવજોરે ભલાઇ,
ધરો વાત ધ્યાનમાંરે લોલ. ૪
સહીયર સદગુણથી નીજ દેહ,
સદા સણગારજોરે લોલ;
સહીયર સદ્‌ગુરૂનો સદબોધ,

હૃદયમાં ધારજોરે લોલ. ૫
સહીયર કપટી કલેશી કુનાર,
તણો સંગ વારજોરે લોલ;
સહીયર વિનય વિવેક વિચાર,
સુવિદ્યા વધારજોરે લોલ. ૬
સહીયર સંપી વસો સહુસાથ,
ગણી એક આપણરે લોલ;
સહીયર લહે તે શિવસુખ સાર,
વિનયમુનિ ભણેરે લોલ. ૭



(૨)

રાગ ઉપરનો.

સહીયર ઇંદ્રિયનારે વિકાર,
હૃદયથી બાળજો રે લોલ;
સહીયર સજી શિયળ સણગાર,
આતમ અજવાળજો રે લોલ. ૧
સહીયર મદ વિષય કષાય,
પ્રમાદ ને ગાળજો રે લોલ;
સહીયર લાજ ધરી દીલમાંય,
સુચાલથી ચાલજો રે લોલ. ૨
સહીયર દૂર કરી અભીમાન,
ધરો ધ્યાન ધર્મનું રે લોલ;

ધર્મનિંદામાં પાપણી (૨૦) જરા નહિ ડરનાર;
આળ ચઢાવે અન્યને, દુરાચાર રમનાર.

સહીયર ડરજો દિલ મોઝાર,
જાણી બળ કર્મનું રે લોલ. ૩
સહીયર સંસારનારે આ સુખ,
દીવસ ચારના ગણી રે લોલ;
સહીયર સાચવજો રે ભલાઇ,
ભલાં ભણતર ભણી રે લોલ. ૪
સહીયર કુડા ના કરજો કાજ,
લાજ દીલમાં ધરીરે લોલ;
સહીયર રૂડાં રે કરજો કાજ,
આજ અવસર વરી રે લોલ. ૫
સહીયર સુખકર આરે શિખામણ,
સ્નેહથી જે સુણે રે લોલ;
સહીયર લહે તે શિવસુખ સાર,
વિનયમુનિ ભણે રે લોલ. ૬



## (૧૩) ઉપદેશી સાત વાર.

વાલાજીની વાટડી૦ એ રાગ.

સખી સોમે સુણો સંત વાણી રે,
સેવો શિયળ સદ્દગુણ ખાણી રે;
છોડો દુરગુણ દુઃખની ખાણી,
સુણો સાત વાર આ સુખકારી રે. એ ટેક ૧

એવી કુનારીનો કદી, (૨૧) સંગ ન કરશો કોય;
તજજો તેને દુરથી, જો સુખ વરવુ હોય.

સખી મંગળે મોહને મમતા રે,
તજી ક્રોધને ધરજો સમતા રે;
સુખ પામીયે ઇંદ્રીય દમતા. સુણો૦ ૨
સખી બુધે બુદ્ધિ રૂડી ધરજો રે,
કદી કલ્પના કુડી ન કરજો રે;
સદા ધર્મ મુડાને સંચરજો. સુણો૦ ૩
સખી ગુરૂવારે ગુણવંત રે,
સંત સેવો સદા ધરી ખંતરે;
તજી અંતરનો નીજ તંત. સુણો૦ ૪
સખી શુકરવારે શુભ ભાવે રે,
જેહ જ્ઞાની તણા ગુણ ગાવે રે;
તેહ કર્મ સકળને ખપાવે. સુણો૦ ૫
સખી શનિવારે સંપી વસવું રે,
બહુ દાંત દેખાડી ન હસવું રે,
ખળ સંગતથી દુર ખસવું. સુણો૦ ૬
સખી રવીએ રૂડા કૃત્ય કરજો રે,
ક્રોધ માન માયા પર હરજો રે,
પુણ્ય પંથમાં પ્રિતે વિચરજો. સુણો૦ ૭
સખી સાતવાર સુખકારી રે,
સુણો ભાવધરી નરનારી રે;
વદે મુની વિનયચંદ હીતકારી. સુણો૦ ૮

કુળ ખુડાડે બાપનું, (૨૨) કરી નઠારા કામ;
જગમા બહુ નિંદાય છે, હૈયે હોય હરામ.

## (૧૪) કોનું જીવન સફળ.

વિહાહ આવ્યા ઢુંકડા એ રાગ.

દેવધર્મ ગુરૂ જેણે ઓળખ્યા,
ટાળ્યાં વેર વિરોધ તમામ;
જીવન સફળ તેહનું એ ટેક.
પાળે વ્રત રૂડા શુભ ભાવથી,
ગાય ગુણી જનના ગુણ ગ્રામ જીવન૦ ૧
વરજે વિષય કષાયની વારતા,
નહિ અંતરમાં અહંકાર: જીવન૦
રંગે હૃદય વૈરાગના રંગમાં,
સજે શીયળ તણો શણગાર. જીવન૦ ૨
દયા દાન અને દીનતા ધરે,
ધરે ધર્મતણુ નિત્ય ધ્યાન. જીવન૦
ભલે ભાવે ભાવે શુભ ભાવના,
ભજે ભય ભંજન ભગવાન. જીવન૦ ૩
સદ્બોધ સુણી સદ્ગુરૂ તણો,
વાધે વિનય વિવેક વિચાર. જીવન૦
ભણી ભણતરને ભલી ભાતથી,
ટાળી દુરગુણને દુરા ચાર. જીવન૦ ૪
સુણી વચન કઠણ એ પરતણાં,
ધરે રીસ નહી લવલેશ. જીવન૦
ક્રોધ માન માયા લોભ પરિહરે,

વળી પરિહરે રાગને દ્વેસ. જીવન૦ ૫
કરે પરમાર્થનાં નિત્ય કામને,
જપે જાપ સદા પરમેસ. જીવન૦
સુખ દુઃખ વિષે સમ ભાવના,
રહે આનંદ માંહિ હમેશ. જીવન૦ ૬
સત્સંગ કરે સદ્‌ગુરૂ તણો,
તજે કપટી કુગુરૂનો સંગ. જીવન૦
નહિ રાચે વિષય રંગ ભોગમાં,
રાચે સદ્‌ગુણમાં ઉછરંગ. જીવન૦ ૭
પડે સંકટ વીકટ અતી ઘણાં,
તોય તજે નહિ ધર્મ ટેક. જીવન૦
મુનિ વિનય વદ શુભ ભાવથી,
પુણ્ય પંથથી સુખ અનેક. જીવન૦ ૮



## (૧૫) ઉપદેશી દોહરા.

સર્વ મંત્ર શિરોમણી, મંત્ર ખરો નવકાર;
ભાવ ધરી જપતાં લીએ, સુખ સંપતિ અપાર. ૧
વિનય વડા સંસારમાં, વિનય વિના નહિ જ્ઞાન;
વિનય ધર્મ સેવો સદા. છાંડિ ઉર અભિમાન. ૨
પ્રથમ નમુ ગુરૂદેવને, જેણે આપ્યું જ્ઞાન;
ભવ સાગર તરવા તણું, આપ્યું જેણે ભાન. ૩
ભવ ભ્રમણના ચક્રમાં, ભમીગો હુ બહુ વાર;

મહા પુણ્યથી પામીયો, માનવને અવતાર. ૪
જન્મ ધરી આ જગતમાં, શું મેળવીયો સાર ?
નિર્મળ મનના ભાવથી, કરજો એહ વિચાર. ૫
માત તાત ભ્રાત સહુ, સ્વપ્ન તણો સંગાત;
અંતે જાવુ જીવને, પુણ્ય પાપ લઈ સાથ. ૬
કયાંથી આવ્યો કયાં જવુ, કેમ થસે ધન્ય અવતાર !
આ દુઃખીયા સંસારમાં, શોધો તારણ હાર ૭
ગુરૂ મોક્ષદાતાર છે, ગુરૂ દુઃખ હરનાર:
ગુરૂ વિના કો છે નહિ, જગમાં તારણ હાર ૮
કેશી ગુરૂએ તારીઆ, મહા પાતકી રાય;
નામે પરદેશી ભલો, દીઓ સ્વર્ગ સુખદાય. ૯
શાંત દાંત સંતોષિને, શુદ્ધ શિયળ ધરનાર;
એવા ગુરૂ ગણવંતને, વંદન વારંમવાર. ૧૦
મોહ કર્મની જાળમાં, બંધાયો આ જીવ;
બોધ સુણાવીને સદા, ગુરૂ બતાવે શીવ. ૧૧
સદગુરૂનો સત્સંગ કરી, કરજો સારા કામ;
વિનયમુનિ શુભ પંથથી, મળશે શિવ સુખધામ. ૧૨



## (૧૬) ઉપદેશી પંદર તિથીઓ.

આવો ને નંદલાલ રમવા આવોનેરે—એ રાગ

પડવે પ્રિતે પ્રભુ ધ્યાનજ ધરીયે,

ઘર ઘરમાં ભાડુ ભાટકે, (૨૫) ટકે ન પગ ઘરમાય;
વાતો કરવા વાયડો, બની ફુવડ ફુલાય.

નવકાર મંત્રને નિત્ય સમરીયે;
ભવ જળ પાર ઉતરીએ. સુણજો સ્નેહ ધરીને એ ટેક. ૧
બીજે તે બોલજો બોલ વિચારી,
નિજ પર દુઃખ ન થાય લગારી;
ચાલજો ચાલ સુધારી. સુણજો૦ ૨
ત્રીજે તજી દઇને તંત તારા,
ભાવ ધરી ભજી લે સંત સારા;
ભવો ભવ સુખ કરનારા. સુણજો૦ ૩
ચોથે ચંચળ ચિત્તને વસ કરજો,
વિનય વિવેક વિચારને ધરજો;
દીલડામાં દોપથી ડરજો. સુણજો૦ ૪
પાંચમે પાપના પંથે ન પડજો,
ઘટડામાં ઘાટ અઘટ નવ ઘટજો;
પુણ્યનો પંથ પકડજો. સુણજો૦ ૫
છઠે છાના છળ છિદ્ર ન ધરજો,
છળે કરી કોઇને ન છેતરજો;
છકાઈની રક્ષા કરજો. સુણજો૦ ૬
સાતમે સાંભળજો સંત વાણી,
સાંભળી છાંડજો દુર્ગુણ ખાણી;
અંતરમાં હર્ષ આણી. સુણજો૦ ૭
આઠમે આઠ મદોને દબાવો.
આનંદ બંદર અંદર આવો;

નફ્ટ નહેજ નાગણી, (૩૬) ફટ ફટ બોલે બોલ;
વિનય વિચાર ધરે નહિ, તે નારી તૃણ તોલ.

આનંદ ઉર જગાવો. સુણજો૦ ૮
નોમે નક્કી મુકીને મરી જાવુ,
ફરી નહી મળસે સુંદીર તન આવુ;
સાંત પણે સમજાવું. સુણજો૦ ૯
દસમે દાન દીઓ સુભ ભાવે,
દુ:ખ દારીદ્ર જેથી દૂર જાવે;
શિવ રમણી સુખ પાવે. સુણજો૦ ૧૦
અગીઆરસે ઉરમાં અરીહંત.
ભાવ ધરી ભજજો ભગવંત;
કરમનો કરવાને અંત. સુણજો૦ ૧૧
બારસે બાળક બુદ્ધિ નિવારો.
સદ્દગુણના સજજો શણગારો;
આનંદે આત્મ સુધારો. સુણજો૦ ૧૨
તેરસે તન ધનમાં ન લોભાઓ,
તૃષ્ણા નદી માંહિરે ન તણાઓ;
કુડી ફંદ ન ફસાશો. સુણજો૦ ૧૩
ચૌદસે ચેતજો ચિત્ત ખચીત.
કાળ ઝપાટા દીએ શિર નિત્ય;
ધરમમાં ધરજો પ્રિત. સુણજો૦ ૧૪
પુનમે પુણ્યના પંથમાં ચાલો,
પર નિંદા પરમાદને ટાળો;
આતમ ને અજવાળો૦ સુણજો૦ ૧૫

કુટુંબ કબીલામા કરે, (૨૭) બહુ કજીઆ કંકાસ;
લડે વઢે પાડોશમા, નહિ ઘરમે નવરાસ.

પંદર તીથીઓ પ્રેમથી ગાઇ,
ઓગણી સીતેર બરવાળા માંઇ;
વિનયમુનિ હરખાઇ. સુણજો૦ ૧૬



(૧૭) મુનિ વિહાર વખતે ગાવા લાયક ગીત.

( રાગ દેવરીયા મુનિ વરનો ).

વિહાર કરેરે મુનિવર વિહસે,
શ્રાવક મળી સૌ કરે અર્જ. ગુણવંતા મુનિવર.
સાતામાં રેજો સાતામાં રેજો,
મારી વંદના લેજો,
વેલેરા દરશન રૂડાં દેજો. ગુણવંતા એ ટેક. ૧
જગત જંજાળ મુનિવર નિવારી,
દયા ધર્મને દીલ ધારી. ગુણવંતા૦ વેલેરા
અવિચળ દયાને મુનિવ્રત મહાવ્રત આળે,
પંચ પ્રમાદ દુર ટાળે. ગુણવંતા૦ વેલેરા ૨
સમતાના સાગર મુનિવર દયાના આગાર,
રમણુતા રમે જ્ઞાન ઘર. ગુણવંતા૦ વેલેરા
ધર્મના ધોરી છતી રીદ્ધીના ત્યાગી,
મુક્તી રમણી સું પ્રિતી લાગી. ગુણવંતા૦ વેલેરા ૩
ભાગ્ય અમારા ગુરૂજી દરસન દીધા,
દુખડાં અમારા હરી લીધા. ગુણવંતા૦ વેલેરા
ત્રણે રત્નના રૂડાં જત્ન કરીને,

રક્ષા કરોરે રૂડી પેર. ગુણવંતા૦ વેલેરા ૪
જ્ઞાન ભરેલી ભલી વીરની વાણી,
સાંભળી પ્રખદા હરખાણી. ગુણવંતા૦ વેલેરા
જગત જંજાળ જોઈ મનડું ન મોહે,
બ્રહ્મચારી ના ગુણ સોહે. ગુણવંતા૦ વેલેરા ૫
તન ધન જોબન પરિવાર પંપાળ,
સાચો એક ધરમ દયાળ. ગુણવંતા૦ વેલેરા
દીપક વિનારે જેમ તિમીર ન જાય,
ગુરૂ વિના જ્ઞાન નવ થાય. ગુણવંતા૦ વેલેરા ૬
પર ઉપકારી મુનિવર અમને નડે છે,
અમૃત વાણીનો વીજોગ. ગુણવંતા૦ વેલેરા
કૃપા કરજોરે મુનિવર આ દેસ ઉપર,
ફરીને પધારવાની અરજ. ગુણવંતા૦ વેલેરા ૭
માળી વડેરે જેમ વાડી સોભાય,
તેમ ગુરૂથી જ્ઞાન થાય. ગુણવંતા૦ વેલેરા
વિનય કરીને મુનિવરને વિનવે,
વિનયચંદ મુનિરાય ગુણવંતા૦ વેલેરા ૮



## (૧૮) ઉપદેશી પંદર તિથી.

( રાગ—ચાલો સાધુજી ને વાંદવારે ).

પડવે પદદેસી રાજા પાપીઓ રે,
કેસી ગુરૂ દેવ પદ દી[illegible] રે.

ધન્ય ધન્ય તે નારને, (૨૯) સજે શીયળ સણગાર;
સત્ય અને સંતોષને, ધરે હૃદય મોઝાર.

ઉત્તમ પ્રાણી હળુ કરમી બોધ પામસે રે, એ ટેક.
બીજે બાહુળા કરમી પ્રાણીયા રે,
રઝળશે સંસાર માંય રે; ઉત્તમ૦ ૧
ત્રીજે તરવારની ધાર છે રે,
પાળવો સંજમ ભાર રે ઉત્તમ૦
ચોથે ચતુરા રેવતી રે.
વહોરાવ્યો બીજોરા પાક રે, ઉત્તમ૦ ૨
પાંચમે પાળવુ પ્રીતથી રે,
સોહામણુ સીયળ વ્રત રે ઉત્તમ૦
છઠે છ ખંડનો રાજીઓ રે,
નિજ કર્મે ગયો પાતાળ રે, ઉત્તમ૦ ૩
સાત્તમે સમકીત સાંચવો રે,
દુષણ ટાળીને પાંચ રે. ઉત્તમ૦
આઠમે અતી મુક્ત બાળીકા રે,
જોગ લીધો લઘુ વયમાં રે. ઉત્તમ૦ ૪
નવમે ન માન્યો ચિત્તનો રે,
બ્રહ્મદતે હીતકારી બોધ. ઉત્તમ૦
દસમે દમ્યા વિન્યા ઇંદ્રિયો રે,
નહિ કદી થાય શિવ વાસ રે. ઉત્તમ૦ ૫
અગીયારસે અજ્ઞાનમાં રે,
ગયો અનંતો કાળ રે. ઉત્તમ૦
બારસ બારે સુવ્રતને રે,

પ્રાણ જતા છોડે નહિ. (૩૦) સત્ય શીયળની ટેક;
લાલચમા લપટાય નહિ, સંકટ સહે અનેક.

શ્રાવકજી તમે પાળો રે. ઉત્તમ૦ ૬
તેરસે તરવા સંસારને રે,
ખોળજો સદ્‌ગુરૂ સાર રે, ઉત્તમ૦
ચૌદસે ચૌદ પ્રકારનાં રે,
આપ સમાન જીવ જાણો રે, ઉત્તમ૦ ૭
પુનમે પાપ અઢારને રે,
ટાળો દુરગતી દાતાર રે, ઉત્તમ૦
પન્નર તીથીઓ પ્રેમથી રે,
ગાઈ ભાવાપુર માંય રે. ઉત્તમ૦ ૮
ઓગણી ઓગણ સાઠમા રે,
શ્રાવણ સાતમ સોમવાર રે. ઉત્તમ૦
સદ્દગુરૂ ચરણ નમી વદે રે,
વિનયચંદ અણગાર રે. ઉત્તમ૦ ૯



## (૧૯) (ઉપદેશી સાતવાર.)

રાગ—નદી યમુના કે તીર ઉડે દોય પંખીયા.

રવીએ રઝળ્યો સંસાર આતમ નવ ઓળખ્યો,
અભીમાને ભર્યો જીવ ચતુર ગતી ભટકયો. ૧
સોમે સતગુરૂ શિખ ધરો રૂદિયા વિષે,
ઉતારે ભવપારને દુર્મતિ કાપશે. ૨
મંગળવારે માન્ય સાચું છે મરવું,
માથે રાખીને ડર સુકૃત કાંઇ કરવું. ૩

સીતા સતીને લઈ ગયો, (૩૧) લંકા કેરો રાય;
કષ્ટ સહ્યાં અતિ આકરા, પણ નહિ સત્ય તજાય

બુદ્ધવારે બોધ સુણી જીનરાજનો,
ખટ રિપુ કરો દુર, ગારવ તજો ગાત્રનો. ૪
ગુરૂવારે જ્ઞાન વિના નથી મુગતી,
શણગાર સજ્યા પણ ટીલી વિના જેવી જુવતી. ૫
સુકરવારે સરમ નહિ આવે કરમને,
હોય રાજા કે રંક તોયે પણ શું બને.? ૬
શનીવારે સ્નાન થકી નથી મુકતી,
મછ રહે જલ માંય તો પણ પામે કુગતી. ૭
જોગ લઇ ફરો દેશને તપ જપ બહુ કરો,
મસ્તકના ચુંટો કેસ સમકિત વિના નહિ તરો; ૮
પથર પુજો ને કરો ફરાસ દ્રવ્ય ખર્ચે શું થયું,
રક્ષામાં રેડયું તેલને ઉદક વલોવિયુ. ૯
સંવત ઓગણી સાઠ ભાવાપૂર શહેરમાં,
વદે વિનયચંદ્ર રાખો મન મહેરમાં. ૧૦



(૨૦) (કાયાયે જીવને કરેલી વિનતી.)

રાગ, સહેરના સુબા કયાંથી આવીયા રે,
નરતન નગરીના રાજીયા રે, દેશ તજી જાય પ્રદેશરે,
અરજ સુણો નરતન નગરીના રાજીયારે. એ ટેક.
કાયા કહે કરજોડીને, સાંભળો ગરવા રાયરે. અરજ૦
અમારા પુરના નિવાસીયા,
અરજ લીઓ દીલમાંય. અરજ૦ ૧

દુષ્ટ બની દુર્યોધને, (૩૨) દ્રોપદી દુઃખી કરાય;
સતીના ભરી સભા વિષે, ખેંચ્યા ચાંવર રાય.

---

દાસી હું અબળા આપની રે,
ભવો ભવ સુખની દેનાર રે, અરજ૦
જીવ દયા નિત્ય પાળીને રે,
સફળ કરાવું અવતાર રે. અરજ૦ ૨
પાળી પોષી ને મોટી કરી રે,
જેમ પાળે બાળની માય રે. અરજ૦
જે જે હું મુખ થકી માગતી રે,
તે આપતા પ્રેમ લાય રે, અરજ૦ ૩
આપ વડે હું તો સોભતી રે,
જેમ આભરણ વડે નાર રે. અરજ૦
આપ સ્વર્ગમાં સિધાવતા રે,
દુખનો મારે નહિ પાર રે. અરજ૦ ૪
જ્યારે હતા આપ ગામમાં રે,
ખમા ખમા મુજ થાય રે. અરજ૦
પરલોકે આપ પધારતા રે,
મુજથી સહુ અભડાય રે. અરજ૦ ૫
આવું નહોતું મેં જાણીયું રે,
રઝળાવશો મુજ દેહ રે. અરજ૦
દગો દેશો નહી વાલમાં રે,
મારે પુરવનો છે નેહ રે. અરજ૦ ૬
અરજ સુણી હંસ બોલીયો રે,
સાંભળો ચતુર સુજાણ રે. અરજ૦

એમા દોષ નહિ માયરો રે,
કાળ કોટવાળે વાહ્યો ઘાણુ રે. અરજ૦ ૭
તું સમી કાયામેં કઇ કરી રે,
માટે હુવે છે પ્રણામ રે. અરજ૦
કાયા કરતી ઘ્યતી કલ્પનારે,
એલી હંસો ઉડી જાય રે. અરજ૦ ૮
મોહ માયા મેલી જીવને રે,
પરલોક જાતા અકળાય રે. અરજ૦
રાખ્યો કોઇનો તે રહે નાહી રે,
કહે વિનયમુનિ રાય રે. અરજ૦ ૯



## (૨૧) મુનિ વિહાર વખતે ગાવાની ગરબી.

રાગ. ઝીણી આભે ઝબુકે વીજળી રે.

સાયબા સાંભળો મારી વીનતી રે,
કહું છુ જોડી દોનુ હાથ,
ગુરૂજી દરસન વેલા આપજો રે, એ ટેક.
શ્રી સંઘ કરજોડીને વિનવે રે,
આપને ચરણે લાગે પાય. ગુરૂજી૦ ૧
ગુરૂજી ગુણ ભર્યા છ સાંભરે રે,
તે તો લખ્યા નવ લખાય. ગુરૂજી૦
ગુરૂજી વાણી અમીરસ આપતા રે.
તે તો પીતા નવ ધરાય. ગુરૂજી૦ ૨

ગુરૂજી પાપીને પાવન કરો રે,
એવા અદ્ભુત છો અણગાર, ગુરૂજી૦
સેવો આપ સદા ભગવંતનેરે,
અમને એજ કહો અધિકાર. ગુરૂજી૦ ૩

ગુરૂજી પ્રીતી પમાડી સામટી રે,
જેવો જળ મચ્છનો સંજોગ, ગુરૂજી૦
એવિ પ્રીતી લાગી અમતણી રે,
ખમાસે નહી થતાં વિજોગ, ગુરૂજી૦ ૪

મેઘ રાય પણ આવ્યા નહી રે,
નહિ તો આશા અમારી પુરાત, ગુરૂજી૦
પણ કર્મ કઠણ છે આપણા રે,
તો કેમ લહીએ મણી સાક્ષાત. ગુરૂજી૦ ૫

બોધ સુણી હરખતુ દીલડું રે,
હવે કેમ કેને સંભળાવો. ગુરૂજી૦
ગુરૂજી ઝાઝુ સું કહીયે આપને રે,
અમારો જીવ નહી કલપાવો. ગુરૂજી૦ ૬

જે શ્રી વીતરાગે ફરમાવીયુ રે,
તે તો પાળો તમે શિર સાટ. ગુરૂજી૦
ફરીને પધારવાની વીનંત્તી રે,
ધરજો મન માંહી આ વાત. ગુરૂજી૦ ૭

ઓગણી ઓગણસાઠની સાલમાં રે,
આગણ સાતમને સોમવારે. ગુરૂજી૦

પુજ્ય ઉમેદ ચંદ્રજીના શિષ્યજી રે,
વદે શ્રી વિનયચંદ્ર અણગાર. ગુરૂજી૦ ૮



## ( ૨૨ ) આવો બ્હેનો આજ ગુણવંતી સતીઓના ગુણ ગાઇએ.

( રાગ-પુનમ ચાંદનીનો )

આવો આવો બેની આણંદ સહુ આપણે રે,
ગાઇએ ગુણવંતી સતીઓના રૂડા ગીત, આવો-ટેક.

સાખી—
માનવનો ભવ પામીયા, મહા પુન્ય પસાય,
એવી ઉત્તમ ધર્મને, સફળ કરો નિજકાય;
આવો અવસર રૂડો, ફરી ફરી નવ સાંપડે રે,
ધારો સદ્‌ગુરૂ વરની, શીખ હૃદય મોઝાર. આવો૦ ૧

સાખી—
પુત્રી રૂષભ જીણંદની, બ્રાહ્મી સુંદરી દોય,
પરણવાને ઇચ્છા ધરી, બંધુએ રૂપ જોય;
તપસ્યા કઠણ કરીને, નિજ કાયાને શોષવીરે,
સંજમ લઇને બન્ને, પામ્યા પદ નીરવાણ. આવો૦ ૨

સાખી—
પાંડવ પત્નિ દ્રોપદી, સતીઓમાં શીરદાર,
પાંચે ૫[illegible] દેખતા, કરી અનીતી અપાર;
એ[illegible]ર સભામાં, દુષ્ટ બની દુર્યોધનેરે,

સહ્યા સંકટ પણ નહિ સત્ય તજ્યું તલભાર. આવો૦ ૩

સાખી—

દધી વાહનની દીકરી, સતી શ્રી ચંદન બાળ,
વેચાણી ચૌટા વિષે, દુઃખ સહ્યાં વિકરાળ;
શ્રી ચોવીસમાં જીનવર, દાન દયાળુ ભેટીયાંરે,
બેડી ભાંગી થયાં, ઝાંઝરના ઝમકાર. આવો૦ ૪

સાખી—

સીતા સુભદ્રા શિવા, દમયંતી વળી ધાર,
શિયળવંતી રાજેમતી, ધન્ય અંજના અવતાર;
સંકટ માંહિ પણ નહિ, સત્ય શીયળથી ચુકીયારે,
પાળી પતિવ્રત ધર્મ, સફળ કર્યો અવતાર. આવો૦ ૫

સાખી—

એવી આ સંસારમાં, સતીઓ થઇ ગુણવાન,
શિર સાટે શીળ સાંચવી, પામ્યા મોક્ષ સુખ ધામ;
એવી ગુણવંતી સતીઓને, શુભ ભાવે સદારે,
હોજો વિનયમુનિ, વંદણા વારંમ વાર. આવો૦ ૬



## (૨૩) રાજુલની વીનતી.

( અચકો મચકો કારેલી ) એ રાગ.

વિનવે રાજુલ કરજોડી રાજ,
નેમ નગીના રંગ ભીના.

જાઓ મુજને કેમ તરછોડી રાજ,
નેમ નગીના રંગ ભીના. ૧
ઉભા રહો તમે પાતળીયા રાજ,
નેમ નગીના રંગ ભીના.
તોરણથી પાછા વળીયા રાજ,
નેમ નગીના રંગ ભીના. ૨
આવા શું થયા તમે બળીયા રાજ,
નેમ નગીના રંગ ભીના.
કે પુર્વ પાપ મુજ ફળીયા રાજ,
નેમ નગીના રંગ ભીના. ૩
કાયરની જેમ શું ભાગો રાજ,
નેમ નગીના રંગ ભીના.
પરણી ને પ્રીતમ ત્યાગો રાજ,
નેમ નગીના રંગ ભીના. ૪
જગમાં અપજસ બહુ થાશે રાજ,
નેમ નગીના રંગ ભીના.
ઘર ઘરમાં ગીત ગવાસે રાજ,
નેમ નગીના રંગ ભીના. ૫
જાનૈયા જોડ લાવ્યા રાજ,
નેમ નગીના રંગ ભીના.
સૌને ફોગટ ભરમાવ્યા રાજ,
નેમ નગીના રંગ ભીના. ૬

આઠે ભવની મુજ પ્રીતી રાજ,
નેમ નગીના રંગ ભીના.
નવમે નવ રાખી રીતી રાજ,
નેમ નગીના રંગ ભીના. ૭
જેહને બત્રી હજાર રાણી રાજ,
નેમ નગીના રંગ ભીના.
નહિ એક તુમથી પલવાણી રાજ,
નેમ નગીના રંગ ભીના. ૮
હરણિની કરણી જાણી રાજ,
નેમ નગીના રંગ ભીના.
નહિ મારી પીડ પીછાણી રાજ,
નેમ નગીના રંગ ભીના, ૯
ચડે ચાનક ચિત્ત લગાડી રાજ,
નેમ નગીના રંગ ભીના.
તો વળો પાછા ગીરધારી રાજ,
નેમ નગીના રંગ ભીના. ૧૦
શિવા સાસુના જાયા રાજ,
નેમ નગીના રંગ ભીના.
સુ આમ કરો જીન રાયા રાજ,
નેમ નગીના રંગ ભીના. ૧૧
સુણી રાજુલની એ વાણી રાજ,
નેમ નગીના રંમ ભીના.
નહિ મતિ જરા ભરમાણી રાજ,

નેમ નગીના રંગ ભીના. ૧૨
વૈરાગી નેમ નગીના રાજ,
નેમ નગીના રંગ ભીના.
ગીરનારે જઈ વૃત લીના રાજ,
નેમ નગીના રંગ ભીના. ૧૩
સાહેલીઓને દઇ શીક્ષા રાજ,
નેમ નગીના રંગ ભીના.
રાજુલે લીધી દીક્ષા રાજ,
નેમ નગીના રંગ ભીના. ૧૪
દીક્ષા લઈ કર્મ ખપાવ્યા રાજ,
નેમ નગીના રંગ ભીના.
નેમ રાજુલ શીવ પદ પામ્યા રાજ,
નેમ નગીના રંગ ભીના. ૧૫
ધન્ય ધન્ય એ રાજુલ પ્રીતી રાજ,
નેમ નગીના રંગ ભીના.
રાખી નવ ભવની સતી રાજ,
નેમ નગીના રંગ ભીના. ૧૬
નેમ રાજુલમા શુભ ભાવે રાજ,
નેમ નગીના રંગ ભીના.
મુનિ વિનય સદા ગુણ ગાવે રાજ,
નેમ નગીના રંગ ભીના. ૧૭

## (૨૪) આ આનંદી અવસરને સફળ કરો. ?

( રાગ અચકો મચકો કારેલી. )

એક વાત કહુ અહિં આવો રાજ,
આનંદી અવસર આવ્યો રે.
લ્યો ધર્મ તણો શુભ લાવો રાજ,
આનંદી અવસર આવ્યો રે. ૧
અભિમાન અંતર અટકાવો રાજ,
આનંદી અવસર આવ્યો રે.
ચિત્ત જ્યાં ત્યાં નવ ભટકાવો રાજ,
આનંદી અવસર આવ્યો રે. ૨
સેવો સદ્દગુરૂના સરણા રાજ,
આનંદી અવસર આવ્યો રે.
ટળી જાયે જન્મને મરણો રાજ,
આનંદી અવસાર આવ્યો રે. ૩
ધન્ય ધન્ય સતિ ચંદન બાળા રાજ,
આનંદી અવસર આવ્યો રે.
મળ્યા શ્રી મહાવિર ગુણવાળા રાજ,
આનંદી અવસર આવ્યો રે. ૪
તુટયા કર પગના તાળા રાજ,
આનંદી અવસર આવ્યો રે.
થઇ ગયા ઝાક ઝમાળા રાજ,
આનંદી અવસર આવ્યો રે. ૫

કરૂણા કરી દીન દયાળા રાજ,
આનંદી અવસર આવ્યો રે.
કરજોડી નમે મહીપાળા રાજ,
આનંદી અવસર આવ્યો રે. ૬
મહા પુન્યે નર ભવ પામી રાજ,
આનંદી અવસર આવ્યો રે.
ભજજો શ્રી અંતર જામી રાજ,
આનંદી અવસર આવ્યો રે. ૭
કરો જન્મ સફળ સુ ધરમથી રાજ,
આનંદી અવસર આવ્યો રે.
પાછા વળજો કુકરમથી રાજ,
આનંદી અવસર આવ્યો રે. ૮
કરીને નિત્ય સારા કામો રાજ,
આનંદી અવસર આવ્યો રે.
મુનિ વિનય સદા સુખ પામો રાજ,
આનંદી અવસર આવ્યો રે. ૯



## ઉપદેશી બાર માસ.

( સખી પડવેની પણ પ્રિત ) એ રાગ.

સખી કારતક માસે કામ રૂડાં કરજો રે,
પરમેષ્ટીનું નિત્ય ધ્યાન હૃદયમાં ધરજો રે;

વિનય વિવેક વિચારમાં વિચરજો રે,
પ્રભુ રાખી હિલડા માંય દોષથી ડરજો રે, ૧
સખી માગસરે માસે મોહ મદને મમતારે,
અંતરથી તજજો ક્રોધ ધરજો સમતારે;
ઈંદ્રિયના વિકારને નિત્ય દમતારે,
લહીએ અવિચળ સુખ ધામ ગુણીજન ગમતારે, ૨
સખી પોષે પાપ અહારમાં નવ પડજોરે;
નિત્ય પ્રેમ ધરીને પુન્ય પંથ પકડજોરે;
પરનિંદા પ્રમાદને પર હરજોરે;
નહિ દુરીજન કેરો સંગ કદિએ કરજોરે; ૩
સખી માહ મહિને મન માન મરવું મેલીરે;
તન ધન દારા સુખમાં રહ્યા શું રેલી રે;
નહિ આવે તારી સાથ ધનની થેલીરે,
ભ લે ભાવે ભગવાન દુઃખના બેલીરે, ૪
સખી ફાગણ માસે ફંદમાં શું ફુલ્યારે,
આવ્યા લેવાને લાભ દેવામાં ડુલ્યારે;
ઉંધે મસ્તકે નવ માસ ઉદરમાં ઝુલ્યારે,
આ ભ્રમનામાં ભરમાઇ તે દીન ભુલ્યારે, ૫
સખી ચૈતર માસે ચિત ચોખ્ખું કરીએરે,
ભલી ભણતરને ભલી ભાત દુર્ગુણ હરીએરે,
લાજ વધારી લોકમા વિચરીએરે,
કુળમાં નવ લાગે ડાઘ ત્યાં પગ ભરીએરે, ૬
સખી વૈશાખે વિષ તુલ્ય વિષય જાણીએરે,

નહિ શુદ્ધ થવું તેમાંય અંતર આણીરે;
ભાવ ધરી સુણીજો સદા સંત વાણીરે,
આ મળે અમર વૈમાન ટળે દુઃખ ઘાણીરે, ૭
સખી જેઠ જુઠી જાળમાં ન ઝલાશોરે,
આ લક્ષ્મી તણા અભિમાનમાં ન તણાસોરે,
જાણી આ દીવસ ચાર સર્વ વિલાસોરે,
બની અંધ બહુ તેમાં નહિ લોભાસોરે, ૮
સખી આષાઢે આનંદમાં નિત્ય રહેવુંરે,
સુખ દુઃખ જે આવે શિર તે સહી લેવુંરે;
નહિ મિથ્યા શિરપર આળ કોઇને દેવુંરે,
નહિ કહિએ વેણ કઠોર કોઇને કેવુંરે, ૯
સખી શ્રાવણ માસે સાંભળી શિખ સારીરે,
ટાળો અંતરની ટેવ સર્વ નઠારીરે;
દેજો સુપાત્રે દાન માન નિવારીરે,
જપજો શ્રી જીનવર જાપ જય જય કારીરે. ૧૦
સખી ભાદરવે ભક્તી કરો શુભ ભાવેરે,
આ ભવ સાગરનો અંત જેથી આવેરે;
આવો રૂડા સમય ફરી ફરી નાવેરે,
શ્રી સદ્દગુરૂ સહુને સાનમાં સમજાવેરે. ૧૧
સખી આસો માસે આળસ અંગ નિવારો રે.
કરી ધર્મ તણા શુભ કામ આતમ સુધારો રે,
વારો અંતરના વેર વિરોધ વિકારો રે,

સંપી વસજો સહુ સાથ (એ) ધર્મ તમારો રે. ૧૨
એ રૂડા બારે માસ જે જન ગાવે રે,
ગાઈ અંતર અવગુણને અટકાવે રે,
ભવ ભવના સંકટ તેહના ટળી જાવેરે,
મુનિ વિનય સદા સુખ મોક્ષના તે પાવે રે, ૧૩



(૨૬) " કન્યા સાળાના મેળાવડાનો આનંદી મહોત્સવ "

( લીલીલીંબડીરે લીલાનાગર વેલના પાન—એ રાગ)

આજ આણંદ છે રે બેની. મળીઓ જૈન સમાજ,
અતી ઉછરંગ છે રે, બેઠા સાજન માજન રાજ. ૧
પુરણ ભાગ્યથી રે, મળીઓ સુંદર આવો જોગ;
નિશ્ચે જાણજો રે, મળવો છે દુર્લભ સંજોગ. ૨
જૈન બાળા તણારે, અંતર સુધારવારે કાજ,
જૈન શાળા રૂડીરે, સ્થાપી છે મહાજન સુખ સાજ. ૩
ભિન્ન ભિન્ન ભાતના રે, ભાઈ ભણતર રોજ ભણાય;
નિતી ધર્મનું રે, જેમાં જ્ઞાન ભલું દેવાય. ૪
નવિ નવી રીતના રે, રૂડા ગાયન રોજ ગવાય;
પરિક્ષા લઇ વડી રે, દર વર્ષે ઇનામ અપાય. ૫
[illegible] દરશીએ રે, અંતર આનંદે ઉભરાય;
આવો આવજો રે, રૂડો સમય સદા સુખ દાય; ૬
ધન ધન તેહને રે, ભણવા બાળાને હીતકાર;
જૈન શાળા રૂડીરે, ખોલી સફળ કર્યો અવતાર. ૭

મોટુ સર્વથી રે, જાણો વીદ્યા કેરૂં દાન;
ભાખે ભાવથી રે, એવું શ્રીસદ્દાનંદ ભગવાન. ૮
નિત્ય આવજોરે, બેની ભણવા શાળા માંય;
આનંદ આવશે રે; થાશે જ્ઞાન ભલુ ઉર માંય. ૯
સંપીને સહુ રે, રેજો લેજો વિદ્યા દાન;
આ સંસારમાં રે, જ્ઞાને થાશે ભવનું ભાન; ૧૦
ભણજો ભાવથી રે, જ્ઞાને મળશે સુખ હાય;
વિનય મુનિ વદેરે, રહી ચોમાસું પાટણ માંય. ૧૧



વ્યાખ્યાનમા ગાવા લાયક.

(૨૭) ઉપદેશી ગીત.

જીરે વાણી મીઠીરે મારા ગુરૂતણી,
જીરે અમ્રત તુલ્ય મનોહાર રે.
જીવડલા જાગી જો જરા. એ આંકણી
જીરે અક્ષર સંસાર સારમાં;
જીરે તારૂં કોઇ નથી ધારરે જીવડલા૦ ૧
જીરે રત્ન ચીંતામણી સારીખો,
જીરે મળ્યો માનવનો અવતાર રે, જીવડલા૦ ૨
જીરે ફરી ફરી પામવો કઠણ છે;
જીરે દસ દ્રષ્ટાંતે કરી ધાર રે જીવડલા૦ ૩
જીરે મારૂં મારૂં કરે શું વૃથારે,
જીરે તજી જવું એક દાનરે. જીવડલા૦

જીરે કોના માત ને તાત નારી આ,
જીરે કોના ભાઇ ભોજાઈ બેન રે, જીવડલા૦ ૪
જીરે કોના મંદીર કોના માળીયા,
જીરે કોનો કુટુંબ પરિવાર રે. જીવડલા૦
જીરે સાચું સરણુ અરિહંતનુ;
જીરે ભાવે ભજીલે ભગવંત રે. જીવડલા૦ ૫
જીરે કેમ સુતો તું મોહનિદ્રમાં;
જીરે સુતો તું કાળ અનંત રે, જીવડલા૦
જીરે કુમતી નારી વસ તું પડયો;
જીરે ભુલ્યો તું ભવતણુ ભાનરે. જીવડલા૦ ૫
જીરે સંત સરણુ સેવો ખંતથી;
જીરે તજી અંતર અભીમાન રે, જીવડલા૦
જીરે તજી જવું પરિવારને;
જીરે તજી જવું ધન ભંડાર રે. જીવડલા૦ ૬
જીરે કાયા માયા કહો કારમી;
જીરે કારમો સહુ પરિવાર રે. જીવડલા૦
જીરે વિણસતા વાર લાગે નહિ,
જીરે સ્વપ્ન સરીખુ સહુ ધાર રે; જીવડલા૦ ૭
જીરે અજ્ઞ પણે રે આ આતમા;
જીરે બાંધ્યા છે બહોળા પાપરે જીવડલા૦
જીરે કીધા કર્મરે કેમ છુટશે
જીરે પરભવ થાશે પશ્ચાતાપ રે, જીવડલા૦ ૮

જીરે કાળ ભમે શિર તાહરે;
જીરે પકડશે પલકમાં પ્રાણ રે. જીવડલા૦
જીરે હતુ નોતુ રે સહુ થઇ જાશે;
જીરે ધર્મ ધરો હિત જાણ રે. જીવડલા૦ ૯
જીરે સ્વારથ રૂપ સંસાર છે;
જીરે તારૂં ન થાએ અંતે કોય રે; જીવડલા૦
જીરે વિનય મુનિ વદે ભાવથી
જીરે ધર્મ થકી સુખ હોય રે, જીવડલા ૧૦



## (૨૮) શિયળ વિષે.

### રાગ ધનાશ્રી.

શિયળ વ્રત સુખકાર;
સેવો સહુ શિયળવ્રત સુખકાર. એ ટેક૦
શિયળ વ્રત ચીંતામણી સમ છે;
સહુ વ્રતમાં સીરદાર. સેવો૦ ૧
સાચો શિયળ શણગાર સુજનનો
સદગુણનો ભંડાર, સેવો૦ ૨
શિયળથી સહુ સંકટ જાયે;
થાય સફળ અવતાર. સેવો૦ ૩

શિયળથી સિંહ સારંગ[1] થાય;
થાય અહી[2] ફુલ માળ, સેવો૦ ૪
શિયળ વ્રત ને જે નવ પાળે;
તે નરને ધીક્કાર. સેવો૦ ૫
શિયળ વિના નવ સોભે જગતમાં;
જ્ઞાન ક્રીયા વ્રત સાર. સેવો૦ ૬
સામાયક પોષા પડિકમણા;
કરે અપવાસ અપાર. સેવો૦ ૭
પણ નવ લેવે શિયળ વ્રત તો;
જાણો એ સર્વ અસાર. સેવો૦ ૮
ધન્ય સીતાને સતી સુભદ્રા,
પાળ્યું શિયળ શ્રીકાર. સેવો૦ ૯
શેઠ સુદર્શન શિયળ રાખ્યું.
સહ્યા સંકટ અપાર. સેવો૦ ૧૦
નિર્મળ મનથી શિયળ પાળી;
સફળ કર્યો અવતાર. સેવો૦ ૧૧
શુદ્ધ શિયલવ્રતના ધરનારા,
ટેક નહિ તજનાર. સેવો૦ ૧૨
ભાવ ધરી વદે મુનિ વિનયચંદ;
શિયળે જય જય કાર. સેવો૦ ૧૪



૧ સારંગ=હરણ ૨. અહિ=સર્પ.

## (૨૯) સામાયક વિષે.

### રાગ ધન્યાશ્રી.

સામાયક સુખદાય કરો શુદ્ધ સામાયક સુખદાય. એ ટેક.
સમતા રસની આવક જેમા, સામાયક તે કેવાય. કરો૦ ૧
સામાયક શણગાર શ્રાવકનો ભવસાગર ઉતરાય. કરો૦
સામાયકમાં હસવું ન રમવું ફરવું ન ફોગટ ક્યાંય. કરો૦ ૨
મોહને મમતા મનમા ન ધરવી, કરવી નહિ વિકથાય. કરો૦
પર નિંદા પરમાદને હરવા ઠરવા શિવસુખ માય. કરો૦ ૩
શુદ્ધ ત્રિકરણે રહોજીન શરણે, જન્મ મરણ ભય જાય. કરો૦
કોટી જન્મના પાપ પ્રજળવા, માર્ગ કહ્યો જીનરાય. કરો૦ ૪
જીન ગુણ ગાઓ પ્રભુ પદ પાઓ, આવો શમ ઘરમાંય. કરો૦
પુણીયા શ્રાવક તણી સામાયક વીર મુખે વખણાય. કરો૦ ૫
લાખ ખાંડી લાખ વરસ સુધી હેમનું દાન દેવાય. કરો૦
તોય ન આવે એ વૃત તોલે, એમ વદે જીનરાય. કરો૦ ૬
સામાયકમાં ગુણ અગણ્ય છે એક મુખે ન લખાય. કરો૦
ભાવ ધરી વદે મુનિ વિનયચંદ. સામાયક ગુણ ગાય કરો૦ ૭



## (૩૦) "વ્યાખ્યાન ઉઠયા પછી બોલવાના ઉપદેસી દોહરા."

શાસ્ત્ર તણો અધિકાર આ સુણો સકળ નરનાર,
સુણીને ઉર અવધારજો, જેમ હોવે નીસ્તાર. ૧
જીવ અનાદી કાળથી, ભટકે છે ભવ માંય;
ગેડી દડાની પેઠ આ, અજ્ઞ પણે અથડાય. ૨

સુણી નહિ જીનરાજની, વાણી ગુણ નિધાન;
શીખામણ સદ્દગુરૂ તણી, ધરી નહી નીજ કાન, ૩
દયા માર્ગ નહીં આદર્યો, હિંસામાં હરખાય;
કામ ક્રોધ મદ મોહને; લાલચમાં લપટાય ૪
રે વ્હાલા આત્મા ? હવે, જોગ મળ્યો સુખદાય;
સામગ્રી શુભ ધર્મની, દુર્લભ છે જગમાંય. ૫
મહા પુન્યથી પામીયો, માનવનો અવતાર;
સફળ કરીલે પ્રેમથી, કરી કાર્ય હીતકાર. ૬
છાંડી દે નિજ હૃદયનું, ગાફલપણુ ગમાર;
સાવધાન થા ચિત્તમાં, તરવા આ સંસાર, ૭
સાતા કરજે સર્વને, કરી ભલા ઉપકાર;
ચાર તિર્થની ભક્તિથી, પામીસ ભવનો પાર. ૮
દાન સીયળ તપ ભાવના. સેવી ઉત્તમ ધર્મ;
ગર્વ સર્વ નિવારતા, તૂટે આઠે કર્મ. ૯
લુલા બહેરા આંધળા, દુઃખીઆ દીન અનાથ;
સહાય કરી સુખ આપજે, આશીષ લે શુભ સાથ. ૧૦
ગુણીના ગુણ ગાજે સદા, પર અવગુણ પરિહાર;
બાર પ્રકારે ભાવના, સજ સદ્દગુણ સણગાર. ૧૧
સત્ય શીયળ સંતોષને, આદર પર ઉપકાર;
તજ નિંદા પરમાદને, કર કરણી સુખકાર. ૧૨
રમત ગમતમાં જીંદગી, વૃથા અરે ? વહી જાય;
પુદ્દગળ સંગે આત્મનું, જ્ઞાન ભાન ભુલાય. ૧૩
રત્ન ત્રય આરાધવા, કરજે સદ્દગુરૂ સંગ;

વરજી વિષય વિકારને, ધાર ધર્મ ઉછરંગ. ૧૪
જીતી રસના સ્વાદને, કસાય ચાર નિવાર;
સંવર કરણી આદરી, કર સફળ અવતાર. ૧૫
તજી દુરાગ્રહ આપણો, ગુણ ગ્રાહી થા ભ્રાત ?
આત્મ તત્વ પામીસતો, ટળશે આ તુજ જાત. ૧૬
નવા કર્મને રોકવા, આદર વ્રુત પચખાણ;
જુના કર્મ ખપાવવા, તપ કરજે સુખ હાણ. ૧૭
સહુ સાથે કર મીત્રતા, શત્રુતા, તજી દૂર;
ક્રૂર કર્મ કરવા ભણી, થઈશ નહિ આતુર. ૧૮
સકળ કર્મ સીદ્ધી થવા, જવા મોક્ષ પુરમાય;
શુભ કરણી કરજે સદા, એમ વદે જીનરાય. ૧૯
એવી શુભ કરણી કરી. થયા સીધ્ધ અનંત;
વર્તમાનમાં થાય છે, થશે વદે ભગવંત; ૨૦
એવો નિર્મળ માર્ગઆ, આદરશે જે જીવ;
સકળ કર્મને ક્ષય કરી, ગતિ મેળવસે શિવ. ૨૧
એ શીખ્ખામણ સાંભળી, ધરો હૃદય મોઝાર;
વિનય મુનિ ભાવે વદે, તો પામો ભવ પાર. ૨૨

# જાહેર ખબર.

વાંચો ? વિચારો ?? અને મિત્ર મંડળમાં વંચાવો ???

# મુનિશ્રી વિનયચંદ્રજી વિરચીત.

## તૈયાર પુસ્તકો.

( સર્વ માન્ય સર્વોપયોગી વૈરાગ્યમય ધર્મ ગ્રંથ )

### (૧) વૈરાગસતક–પુર્વાર્ધ–ભાવાર્થ ૧ પહેલો.

આ ગ્રંથની અંદર વિવિધ વિષયો ઉપર વૈરાગ્યના મુળ શ્લોક અર્થ–ભાવાર્થ વિવેચન તથા દરેક મુળ શ્લોકને લગતાં સુબોધક અને જ્ઞાન સાથે ગમત આપે તેવા દ્રષ્ટાંતો મુકેલા છે, તેથી આ ગ્રંથ ઘણો આનંદદાયક અને જ્ઞાન બોધક થયો છે. જૈન અને જૈનેતર સર્વ પંથના સ્ત્રી પુરૂષો સહર્ષ વાંચી લાભ લેઈશકે, તેવો સર્વોપયોગી આ ધર્મ ગ્રંથ છે. વળી આ ગ્રંથમાંથી સર્વ માન્ય સામાન્ય નીતિજ્ઞાન અને બીજુ ઘણું જાણવા લાયક મળી આવે તેમ છે. ગ્લેજ કાગળ ને પાકા પુંઠાના ૪૨૫ પૃષ્ટના આ મોટા ગ્રંથની કીંમત માત્ર રૂા. ૧) એકજ છે.

### (૨) શ્રી વિનય વિનોદ–ભાગ પહેલો.

નીતિ ધર્મ બોધક તથા જ્ઞાનોપદેશક છંદ કવિતાઓ, રાગ ગરબીઓ, વિનય બોધ બાવની તથા હંમેશાં સ્મરણમાં રાખવા લાયક (૨૫૨) બસો બાવન સુબોધક વિનય

વચનામૃત બોધ વચનો સહીત છે જૈન શાળાને ખાસ ઉપયોગી છે. સર્વને બોધ લેવા લાયક વિવિધ સુબોધક અષ્ટકો સાથેના કીંમત માત્ર રૂા. ૦-૩-૦ ત્રણ આનાજ છે.

## (૩) શ્રી વિનય વિનોદ—ભાગ બીજો.

આની અંદર પણ ઉપર પ્રમાણે વિવિધ ઉપદેશી કવિતાઓ, ગરબીઓ તથા પુરાતની મહાત્માઓની અપૂર્વ વૈરાગ્યમય રસિક સજ્ઝાઓ, પંચમ આરાના ભાવ ( માહાત્મ્ય ) ચંદ્રગુપ્ત રાજાને આવેલા સોળ સ્વપ્નોના શ્રી ભદ્ર બાહુ સ્વામીએ કરેલા અર્થની કવીતા ( હરિગીત છંદમાં ) તથા અક્ષરવાર દ્રષ્ટાંત ( વાર્તા ) સહિત ઉપદેસી કક્કો, વિનયબોધ બત્રીસી અને શ્રી મોરબી મુકામે આપેલું નીતિજ્ઞાનથી ભરપુર એક ઉપદેસી ભાષણ; વગેરે ઘણાજ વાંચવા લાયક વિવિધ વિષયો છાપેલા છે, આ બુક જૈનશાળાને ખાસ ઉપયોગી છે. કીંમત રૂ. ૦-૨-૦ બે આના.

## (૪) વિવિધ સુબોધક અષ્ટકો.

મુળ સંસ્કૃતમાં ચતુર્વિંષતિ જીન સ્તોત્ર, સિંહાવલોકન અનુપ્રાસિક શ્રી મહાવિર સ્તોત્ર વગેરે વિવિધ ઉપદેસ ઉપર ઘણા અષ્ટકો સંસ્કૃતમાં રચેલાં છે. સંસ્કૃતમાં સ્તુતિ તથા પાઠ કરવા લાયક આ લઘુ પોથી ઘણી ઉપયોગી થઇ પડે તેમ છે કીંમત રૂ. ૦-૦-૬ અડધો આનોજ.

## (૫) ગઝલ ગુલતાન ભાગ પહેલો.

આ પુસ્તકમાં ચાલુ જમાનાને અનુસરતી આનંદ સાથે

કુળ દીપક પુત્રજ ભલો, (૫૪) મુખ દીપક સુવાણ;
ઘર દીપક સન્નારી છે, નૃપ ઘર દીપક જાણ.

---

અપૂર્વ ઉપદેસદાયક નવી ગઝલો બનાવેલી છે. તેની કીંમત સદ્વિચાર સદ્વાણી અને સદ્વર્તન છે. મતલબકે વૈરાગ્ય સતક ગ્રંથના ગ્રાહકોને તે વિના મુલ્ય વિતરણ મફત (ભેટજ) અપાય છે. ટપાલ ખર્ચ અર્ધો આનો મોકલવો.

(સર્વ માન્ય સર્વોપયોગી વૈરાગ્યમય ધર્મ ગ્રંથ)

## (૬) વૈરાગ સતક–ઉત્તરાર્ધ ભાગ બીજો.

આ ગ્રંથની અંદર પણ વૈરાગ સતક પૂર્વાર્ધ પહેલા ભાગની માફક મુળ શ્લોકો અર્થ, ભાવાર્થ, વિવેચન તથા દરેક મુળ શ્લોકને લગતાં જ્ઞાન સાથે ગમત આપે તેવા સુબોધક દૃષ્ટાંતો સહિત છે. આ બીજો ભાગ પણ જ્ઞાન સાથે ગમત આપે તેવો સુખદાયક અપૂર્વ ધર્મગ્રંથ છે. કદમાં પહેલો ભાગ પૂર્વાર્ધ કરતાં મોટો સવાયો ને પાકા પુંઠાવાળો ૫૬૪ પૃષ્ટનો છે. વળી આ ગ્રંથમાં પણ સર્વ માન્ય સામાન્ય નિતિ જ્ઞાનનો ઘણોજ સમાવેશ કરવામાં આવ્યો છે. જૈન અને જૈનેત્તર સર્વ ધર્મના વાંચક બંધુઓને અતિ ઉપદેશ લેવા લાયક, આનંદ દાયક અને સર્વોપયોગી છે. પુર્વાર્ધ અને ઉત્તરાર્ધ એવા બે ભાગથી આ વૈરાગશતક ગ્રંથ પૂર્ણ થાય છે. બન્ને ભાગમાં થઇને લગભગ દ્રષ્ટાંતો તથા ઉપ દ્રષ્ટાન્તો મળી ૧૫૦ થી ૧૭૫ નીકળી આવે છે. તે સર્વ ખાસ વાંચવા વિચારવા તથા મનન કરવા લાયક છે. મુનિશ્રી વિનયચંદ્રજીએ આ સરસ વૈરાગ્યમય વૈરાગ સતક ગ્રંથ

લખી જૈન અને જૈનેતર ઉપર અચ્છો પ્રકાશ પાડયો છે. એમ કહ્યા વગર ચાલતુ નથી. ઘણી ખુશીની વાત છે કે આ વૈરાગ્યનો ગ્રંથ વાંચતા મનને કદિ કંટાળો આવતો નથી. ઘણી વાર વાંચ્યા છતાં પણ જ્યારે વાંચીએ ત્યારે કાંઇ નહિ ને કાંઈ સીખવાનું સમજવાનું ને બોધ લેવાનુ મળી આવે છે. પુનઃ પુનઃ વાંચતા પણ ઘણો ઉત્સાહ અને આનંદ આપે છે. ગ્રંથ કર્તાએ સ્વપરના લાભના હેતુથીજ યથા શક્તિ પરિશ્રમ ઉઠાવેલ છે, તો સાર ગ્રાહી સજ્જનો તેનો અવશ્ય લાભ લેશેજ; સર્વ મુમુક્ષુજનોને આ ગ્રંથ વાંચવો ખાસ ભલામણ કરવામાં આવે છે. કીંમત પણ તેની કાગળ છપામણી વિગેરે ખર્ચ જેટલીજ ફક્ત માત્ર રૂ. ૧-૦-૦ એક રૂ. છે.

(૭) ગઝલ ગુલતાન ભાગ બીજો.

આ પુસ્તકની અંદર પણ "ગઝલ ગુલતાન પહેલા ભાગની માફક ભિન્ન ભિન્ન વિષયો ઉપર નીતિ તથા ધર્મ જ્ઞાનથી ભરપુર ઉપદેશી નવી ગઝલો બનાવી મુકવામાં આવી છે. હાલના કાળમાં જનસમુદાયમાં ગઝલો ગાવાનો શોખ અધીકતર ( ઘણોજ ) જણાય છે તેથી તે અભીરૂચીને અનુરૂપ આ ઉપદેશી લઘુ પુસ્તક વાંચકવૃંદને સદુપયોગી થશેજ આ પુસ્તકની કીંમત પણ પહેલા ભાગની માફક સદ્વિચાર સદ્વાણી અને સદ્વર્તનજ છે. અર્થાત શ્રી વૈરાગ્યશતકના ગ્રાહકોને વિના મુલ્યે ભેટજ આપવામાં આવે છે. અથવા ગઝલ ગુલતાન પહેલો બીજો ભાગ બન્ને અર્ધા આનાની ટીકીટ બીડનારને પણ મફત મોકલવામાં આવશે.

કડક મીજાજ કે કાલનો? ( ૫૬ ) સૌથી વ્હાલું કાંણુ ?
ચતુર હોતો ચેતજો, કહો ઉત્તર આઠાણુ.

---

## (૮) વિનય બોધ ગરબાવળી ભાગ ૧ લો.

આ પુસ્તક વીશેષે કરીને સ્ત્રીઓને ઉપયોગમાં લેવ લાયક છે. કારણકે તેની અંદર વિવિધ વિષયો ઉપર ઉપદેશ લેવા લાયક ગરબીઓ નવી બનાવી ગોઠવવામાં આવી છે તેથી કન્યાશાળામાં પણ જૈન બાળાઓ ઉપયોગમાં ખાસ લઇ શકાય તેવું છે તેમાં વળી આ ગરબાવળીમાં દરેક પૃષ્ઠને મથાળે છાપેલા ઉપદેશી દોહરા તો ખાસ શીખવા તથા વાંચી મનન કરવા યોગ્યજ છે. તેની કીંમત ફક્ત રૂ. ૦–૨–૬ બે આના છપાઇજ છે છતાં કન્યાશાળામાં ઇનામ તરીકે વેંચવા માટે સામટી સો નકલો સાથે લેનારને અગીયારરૂ પીયામાંજ આપવામાં આવશે માટે લખો અને ઇચ્છા હોય તો મંગાવો.

∴ ઉપરના આઠે પુસ્તકો એકી સાથે લેનારને રૂા. ૨–૬–૦ બે રૂપીઆ છ આનામાંજ મળશે માટે નીચેને સરનામે લખો ને ઝટ મંગાવો.

ટપાલ ખર્ચ મંગાવનારને શિરે છે.

### ✤ ઉપરના બધા પુસ્તકો મળવાનુ ઠેકાણું. ✤

(૧) શા. હીમતલાલ વૃજવલભદાસ.
ઠે. ટંકશાળ સામે ખજુરીની પોળમાં—અમદાવાદ.

(૨) જૈન મિત્ર મંડળ ઓફીસ મુ. બરવાળા
તા. ધંધુકા કાઠીઆવાડ.

(૩) શા. નાગરદાસ નરોતમદાસ ( ઉપરના સર્વ પુસ્તકોના મુખ્ય માલેક ) મુ. વલસાડ સુરત જીલ્લે
ઠે. હનુમાન ભાગડામાં.